

વર્ષ ૨ અંક ૪
શ્રીકામદા એકાદશી વ્રત
અષાઢ વદ ૧૧, ૨૦૬૫

# તાત તણો પ્રતિબિંબ રે રસના



## અનુક્રમણિકા



## राग मलार

देखो सखी शोभा वल्लभ लालकी, बैठै हींडोरै महा सुखदाई;
झूलतमें रस बहु विधि वरखे, भक्त सबनकै नैन सिराई ।। १ ।।
पाग केसरी राजे भ्रकूटीपर, केसर तिलक ज्योत मनभाई;
मुक्ता माल हार कुसुमनके, देखी देखी जुवती सुखपाई ।। २ ।।
आरती वारत परम मुदित मन, भेट धरत शीश नमाई;
करत दान पिय महारसभीने, हरिदासन के हे शीरताई ।। ३ ।।

શ્રીગોકુલેશ પાઠશાળા





।। શ્રીગોકુલેશો જયતિ ।।

## તાત તણો પ્રતિબિંબ રે રસના

# શ્રીરસિક રસ ચરિત્ર

## નિવેદન

**શ્રીગોકુલકો નાથ, શ્રીવ્રજમેં કરત વિહાર;**

**નિજ-જન કો વરન કારન, લિયો ભૂતલ પ્રાકટ્ય ઉપહાર. ૧**

**શ્રીગોકુલેશ હી એક નામ, જો સુખ દે સદા અપાર;**

**ઐસે સુખ સાગર શ્રીરાયજું, રાખે સદા શ્રીચરણ નિરાધાર. ૨**

**પુરાણ કિયો પ્રકાશ, યહ સ્વરૂપ કરે શ્રીવ્રજ વાસ;**

**દાસગોપાલ કે શ્રીરાયપ્રભુ, રાખો શ્રીચરણ પાસ નિર્ધાર. ૩**

શ્રીપ્રભુની જેમજ જય(જૈ) શબ્દ પણ સર્વોપર છે, અને તે રસોમય પણ છે. આ જય શબ્દ વ્યાપક પણ છે. આ શબ્દ રહિત ચૌદ ભુવનમાં એક અનુમાત્ર જગ્યાપણ ખાલી નથી. આ જય શબ્દ ભજનાનંદથી અભરે ભર્યો છે.

મનમાં એક પ્રશ્ન થાય કે આ જય શબ્દની આટલી બધી ઉત્કૃષ્ટતા શા માટે? ભગવદ્ નામની આગળ જય (જૈ) શબ્દનું સ્થાન છે. તેથી તે સોહાગી છે. ધન ધન છઠ્ઠની રાત આપણે મહોત્સવ પહેલા ઉજવીએ છીએ. તો આ છઠ્ઠ સોહાગી કેમ કહેવાય? કારણકે તેની પછી સુદી સપ્તમી છે. માગસર સુદી સપ્તમી ભગવદ્ સ્વરૂપ છે. હવે જો છઠ્ઠ ન હોય તો સપ્તમી નિરસ બને, સપ્તમી એકલીને ન સોહાય. સુનુ સુનુ લાગે, તેથી સપ્તમીને છઠ્ઠને પણ રસમાં પાગી પોતાની સમાન બનાવી. તેમજ જય (જૈ) શબ્દની ઉત્કૃષ્ટતા પણ તેવી જ છે, શ્રીગોકુલેશ પ્રભુના નામ આગળ જય (જૈ) વગર નિરસ બની જાય છે.

જય શબ્દ સ્વરૂપ સમજ્યાં, તો હવે સ્વરૂપ કેવું છે, જે ભગવદ્ સ્વરૂપ આગળ આવે છે? તેથી હવે આપણે ભગવદ્ સ્વરૂપને સમજીએ. સ્વરૂપ અતિ કોમલ છે, મધુરુ છે અને મોહયામણું છે. કોમલ છે, એમ શા માટે કહ્યું? ખાત્રી શું? કોમલ એટલે જીવનું દુઃખ કે આરતી જરાપણ સહન ના કરી શકે તેવો સ્વભાવ. ભગવદ્ સ્વરૂપે

જીવના હિત, ભલા માટે, સુખ માટે, ત્રિતયાત્મક આધિભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક અર્થ સિદ્ધ થાય તે માટે અનેકવિધ પદાર્થનું આ જગતમાં સ્થાપન કર્યું છે. કોમલ ના હોત અને કઠોર હોત તો તે જીવના હિત માટે આટલો પરિશ્રમ ન કરત.

પોતાના નિજધામમાંથી આ કલુષિત સંસારમાં પધાર્યા તે તેની કોમલતા સુચવે છે. મનુષ્ય આ ભવ-સાગરમાંથી તરી જાય તે માટે પોતાની લીલા શબ્દ દ્વારા પ્રગટ કરાવી. કોમલતા સિવાય આ શક્ય ના હોત. હવે જે કોમલ હોય તે મધુર હોય જ. મોહામણું સ્વરૂપ હોય તોજ મનુષ્યનું આકર્ષણ થાય. તેથી મોહક રૂપ ધારણ કરીને અહીં પધાર્યા છે. શ્રીમહાપ્રભુજી, શ્રીગોપીનાથજી, શ્રીગુસાંઇજી અને શ્રીસપ્તભગવદાત્મજ અને આજ શ્રીસપ્તાત્મજમાંથી આપણા મૂલપુરુષ શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશજી. આ સર્વે પ્રગટ થયા ત્યાંથી કે આસુરવ્યામોહલીલા કરી સ્વધામ પધાર્યા ત્યાં સુધી મોહકતા જળવાઇ રહી, અને આજે પણ તેજ મોહકતા પ્રગટ દેખાય છે. જો આકર્ષિત ન હોય તો અડધી રાતથી જ ભક્તો ઉપરોક્ત સ્વરૂપના દર્શન લોભે શ્રીમહાપ્રભુજીના દ્વારે ના આવત. સિદ્ધાંત એ છે કે સ્વરૂપ (શ્રીમહાપ્રભુજી, ઊભયપ્રભુચરણ (શ્રીગોપીનાથજી, શ્રીગુસાંઇજી), શ્રીસપ્તાચાર્ય) રસનુંજ દાન કરે છે, પરંતુ સામે ગ્રહણ કરનાર પાત્ર રસીક હોવું જરૂરી છે, કારણકે સ્વરૂપ સર્વાંગે રસભર્યુ છે, રસાનંદનો તે અનુભવ કરાવે છે.

જેહસું એ રસીકવર અનુરક્ત અતિ આશક્ત છે,<br>
તે મારા આચાર્ય ના સર્વોત્કર્ષ બોધક ભક્ત છે.

આ પ્રમાણે અનેક જીવો શ્રીમહાપ્રભુજી, શ્રીગોપીનાથજી, શ્રીગુસાંઇજી, શ્રીસપ્તાચાર્યાન્તરગત સર્વદા સેવ્ય શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુચરણ આપશ્રી તરફ આકર્ષિત થયા અને પછી સદાય માટે આપશ્રીમાંજ લીન થઇ આપશ્રીની આજ્ઞાનુસાર જીવન વ્યતિત કરવા લાગ્યાં. કેટલાક ભક્તોએ પોતાનો હૃદયનો ઉત્કટ ભાવ, લીલા દર્શનને શબ્દસ્વરૂપે પ્રકટ કરી અનેક પદો શ્રીઠાકોરજી માટે પ્રકટ કર્યા. એવાજ શ્રીમહાપ્રભુજીના અને શ્રીગુસાંઇજીના કૃપાપાત્ર એવા અષ્ટસખાઓએ અનેક લીલા દર્શન કરી શબ્દ સ્વરૂપે પદ રચ્યાં. આઓ! આજે આપણે એવાજ એક ભક્તકવિ, અષ્ટસખામાંના કવિ પરમાનંદદાસજી વિશે થોડુંક જાણીએ, અને સમજવાનો પ્રયાસ કરીએ. માર્ગની આજ વિલક્ષણતા છે, જે હૃદય-સ્ફૂર્ણા આપને ગદ્ય-સ્વરૂપે પ્રકટ કરવામાં અસમર્થ બની જઇએ, તે લીલા-ચરિત્રોને આવા ભક્તો પોતાના ઉત્કટ ભાવને કારણે જે કૃપા પ્રાપ્ત થઇ તેને આ સર્વે કાવ્ય-પદ્ય સ્વરૂપે પ્રકટ કરી આપણા આજના આધુનિક સેવકો માટે ઘણી મોટી કૃપા કરી છે. આવા ભક્તોએ તો સાક્ષાત્ લીલાના દર્શન પ્રાપ્ત કર્યા છે, પણ આપણે તેજ ભક્તોના પદોને અનુસરી યત્કિંચિત લીલાના દર્શન પ્રાપ્ત કરવાનો પ્રયાસ કરીએ. તો ચાલો! આપણે હવે શ્રીમહાપ્રભુજીના કૃપાપાત્ર એવા પરમાનંદદાસજી વિશે જાણીએ.

**પરમાનંદદાસજી** :- આમતો પરમાનંદદાસજી કનોજિયા બ્રાહ્મણને ત્યાં જન્મ્યા. જે દિવસે પરમાનંદદાસજી જન્મ્યા, તે દિવસે એમના પિતાને એક શેઠે ઘણું દ્રવ્ય દાન કર્યું. ત્યારે તે બ્રાહ્મણે બહુ પ્રસન્ન થઇને કહ્યું કે શ્રીઠાકોરજીએ મને પુત્ર આપ્યો અને ધન પણ ઘણું આપ્યું. તેથી આ પુત્ર મોટા ભાગ્યશાળી છે. એના જન્મતાં જ મને પરમ આનંદ થયો છે, તેથી હું આ પુત્રનું નામ પરમાનંદદાસ જ રાખીશ. પછી જ્યારે નામ પાડવા લાગ્યાં ત્યારે એ બ્રાહ્મણે કહ્યું, કે પુત્રનું નામ તો હું પહેલાં જ પરમાનંદ વિચારી ચુક્યો છું. ત્યારે બધા બ્રાહ્મણો બોલ્યા કે તમે વિચાર્યું છે તે જ નામ જન્મપત્રિકામાં આવ્યું છે. તેથી તે બ્રાહ્મણ ઘણોજ પ્રસન્ન થયો.

એક સમય પરમાનંદદાસ કનોજથી મકર સ્નાનાર્થે પ્રયાગમાં આવ્યા અને ત્યાં થોડાં દિવસ માટે મુકામ કર્યો. ત્યાં કીર્તનનો સમાજ નિત્ય કરે, ઘણા લોકો એમના કીર્તન સાંભળવાને આવતા. ત્યારે સામે પાર અડેલમાં શ્રીઆચાર્યજી શ્રીમહાપ્રભુજી બિરાજતાં હતા. અડેલથી લોકો કાંઇ કામ માટે ગામમાં આવતાં તે પરમાનંદદાસના કીર્તનો સાંભળીને અડેલમાં જઇને શ્રીઆચાર્યજીને કહેતા તે એક પરમાનંદદાસ દૈવી જીવ છે. એમનો ગુણ પ્રસિદ્ધ હોય તે ઉચિત જ છે. ત્યાં શ્રીઆચાર્યજીનો સેવક એક કપૂર ક્ષત્રી જળધારીયો હતો. એની રાગ ગાન ઉપર બહુ આસક્તિ હતી. આ સાંભળીને એના મનમાં આવ્યું કે હું શ્રીઆચાર્યજી ન જાણે એમ પરમાનંદ સ્વામીનું ગાન સાંભળું, કેમકે શ્રીઆચાર્યજી પોતે સાંભળશે તો ખીજશે, કે તું સેવા છોડીને કેમ ગયો? તેથી પ્રયાગ જઇ શકે નહીં, પરંતુ તે જલધરીયા કપૂરનું મન પરમાનંદદાસજીના કીર્તન સાંભળવાનું ઘણું હતું.

પછી એક દિવસ એકાદશીનો દિવસ હતો. તે દિવસે પ્રયાગથી એક વૈષ્ણવ શ્રીઆચાર્યજીના દર્શને અડેલમાં આવ્યા. ત્યારે એ ક્ષત્રી જલધરીઆએ વૈષ્ણવને પરમાનંદ સ્વામીના સમાચાર પૂછ્યા. ત્યારે વૈષ્ણવે કહ્યું કે નિત્ય તો રાત્રે ચાર ઘડી તથા પ્રહરનો સમાજ થાય છે, અને આજ તો એકાદશી છે, એટલે આખી રાત પરમાનંદ સ્વામીને ત્યાં જાગરણ થશે. એ વચન સાંભળીને ક્ષત્રી વૈષ્ણવ પોતાના મનમાં બહુ પ્રસન્ન થયો, અને વિચાર કર્યો કે આજ પરમાનંદ સ્વામીનાં કીર્તન સાંભળવાની તક મળી છે. તેથી જ્યારે શ્રીમહાપ્રભુજી આપ રાત્રિએ પોઢશે ત્યારે હું પ્રયાગ જઇને પરમાનંદ સ્વામીના કીર્તન સાંભળીશ. તે પછી રાત પડી ત્યારે તે ક્ષત્રી કપૂર જલધરીઆએ પોતાની સેવાથી પહોંચીને શ્રીઆચાર્યજીના શ્રીમુખથી કથા સાંભળીને રાત્રિ દોઢ પ્રહર ગઇ તે સમયે અડેલથી પ્રયાગ ચાલ્યો. ત્યારે પોતાના મનમાં વિચાર્યું કે આ સમયે નાવ મલશે નહીં તેથી તરીને જાઉં. એ તરવામાં બહુ પ્રવીણ હતા. પછી ઘાટ ઉપર આવી નાનું પોતિયું પહેરીને ધોતી ઉપરણા માથે બાંધ્યાં. ગરમીના દિવસ હતા, તેથી તરીને જ્યાં પરમાનંદ સ્વામી કીર્તન કરતાં હતાં ત્યાં આવ્યાં. એમનો પરમાનંદ સ્વામી સાથૈ પહેલાં ક્યારેય મિલાપ થયો ન હતો. તેથી દૂર બેઠા. ત્યાં શ્રીઆચાર્યજીના સેવક પ્રયાગના વૈષ્ણવ બેઠા હતા એ આપણે જાણતા હતા. એમણે પોતાની પાસે આ ક્ષત્રીને બેસડી દીધા. તે જ્યાં પરમાનંદ સ્વામી બેઠા હતા, તેમની પાસે જઇ બેઠા ત્યારે બીજા ગુણીઓએ પદ ગાયા. પછી પરમાનંદ સ્વામીએ ગાવાનો આરંભ કર્યો. પરમાનંદ





સ્વામી વિરહના પદ ગાતા. કારણકે હજી પરમાનંદદાસજીના મનમાં વિરહ છે, શ્રીમહાપ્રભુજી અને શ્રીઠાકોરજીના સાક્ષાત્ દર્શન પ્રાપ્ત થયાં નથી.

**રાગ બિહાગરો** :- વ્રજ કે બિદહી લોગ વિચારે ।। બિનુ ગોપાલ ઠતે સે ઠાડે, અતિદુર્બલ તનુ હારે ।। ૧ ।। માત યશોદા પંથ નિહારતિ સાંજ સવારે ।। જો કોઇ કાન્હ કાન્હ કહિ ટેરત, અખિયન બહત પનારે ।। ૨ ।। યહ મથુરા કાજરકી રેખા જો નિકસે સોં કારે ।। પરમાનંદ સ્વામી બિનુ એસે ચંદ બિનુ તારે ।। ૩ ।।

**રાગ બિહાગરો** :- ગોકુલ સબ ગોકુલ ઉપાસી ।। જો ગાહક સાધન કે ઉંધો વે સબ બસત ઇસ પુરિ કાસી ।। ૧ ।। જદપિ હમ તજિ અનાથ કરી, અગ છાંડત ક્યોં રતિ કી ગાંસી ।। અપની સીતલતા તઉ ન છાંડત, યદ્યપિ વિધુ ભયો રાહું ગ્રાસી ।। ૨ ।। કિહિં અપરાધ જોગ લિખિ પાયો, પ્રેમ ભજન તેં કરત ઉદાસી ।। પરમાનંદ એસી કો બિરહનિ, માગે મુક્તિ છાંડિ ગુનરાસી ।। ૩ ।।

**રાગ કાન્હરો** :- કૌન રસિક હે ઇન બાત કો ।। નંદનંદન બિનુ કા સોં કહિએ, સુનરી સખી મેરે દુઃખ યા તન કો ।। ૧ ।। કહાં વહ જમુના પુલિન મનોહર, કહાં વહ ખટપદ જલ-જાતન કો ।। ૨ ।। કહાં વહ સેજ પોઢવો બન કો, ફલ બિછોના મૃદુ પાતન કો ।। કહાં વહ દરસ પરસ પરમાનંદ કમલનૈન કોમલ ગાતન કો ।। ૩ ।।

**રાગ સોરઠ** :- માઇ કો મિલિયે નંદકિશોરે ।। એક બાર કો નેન દિખાવે, મેરે મન કે ચોરે ।। ૧ ।। જાગત જામ ગિનત નહીં ખૂટત, ક્યોં પાઉંગી ભોરે સુનરી સખી અબ કેસે જીજે, સુનિ તમચર ખગ રોરે ।। ૨ ।। જો પે સત્ય પ્રીતિ અંતરગતિ, જીન કાહુ કરત નિહોરે ।। પરમાનંદ પ્રભુ આન મિલેંગે, સખી સીસ જિનિ ફોરે ।। ૩ ।।

આવાં ઘણાં કીર્તનો પરમાનંદદાસજીએ આખી રાત ગાયાં, તે પછી ચાર ઘડી રાત રહી ત્યારે કીર્તન બંધ રાખ્યાં. ત્યારે જે કોઇ જાગરણમાં આવ્યા હતા તે બધા પોત-પોતાને ઘેર ગયા. પછી આ જલધરીયો ક્ષત્રી કપૂર, પરમાનંદ સ્વામી ભગવદ્ સ્મરણ કરીને ત્યાંથી ચાલ્યો. પરમાનંદ સ્વામીના કીર્તન સાંભળીને તેણે પોતાના મનમાં બહું પ્રસન્ન થઇને કહ્યું કે જેવો પરમાનંદ સ્વામીનો ગુણ સાંભળ્યો હતો તેવા જ છે. આ પ્રકારે પરમાનંદ સ્વામીનાં વખાણ કરતો કરતો તે ક્ષત્રી કપૂર શ્રીયમુનાજીના તટ ઉપર આવીને તેજ પ્રકારે તરીને પાર આવી ધોતી ઉપરણા પરદની સહિત ન્હાઇને અપરસમાં જ આવ્યો તેજ સમયે શ્રીઆચાર્યજી પોઢીને ઉઠ્યાં હતા. તેથી શ્રીઆચાર્યજીના દર્શન કરી દંડવત્ કરી પોતાની જલધરાની સેવામાં તત્પર થયાં.

પરમાનંદદાસ કીર્તન કરી જાગરણ હોવાથી નિંદ આવતી હતી. તેથી તે પોતે સુઇ ગયા. અને સ્વપ્નમાં જુએ તે શ્રીઆચાર્યજીના સેવક ક્ષત્રી કપૂર જાગરણમાં બેઠા છે અને એમની ગોદીમાં શ્રીનવનીતપ્રિયાજીને બિરાજેલા જોયા, અને શ્રીનવનીતપ્રિયાજીએ સ્વપ્નમાં હસીને પરમાનંદ સ્વામીને આજ્ઞા કરીકે આજ મેં તારા કીર્તન સાંભળ્યા છે. શ્રીઆચાર્યજીના કૃપાપાત્ર સેવક કપૂર ક્ષત્રી જલધરીયા તારે ત્યાં રાત્રિએ જાગરણમાં આવ્યા, તેથી એમની સાથે હું પણ આવ્યો. આટલા દિવસમાં આજે મેં તારા કીર્તન સાંભળ્યાં.

પરમાનંદદાસ એકદમ ચોકી ઉઠ્યાંને ઊંઘમાંથી જાગી ગયા. નેત્રોમાં શ્રીનવનીતપ્રિયાજી રમી રહ્યાં છે. કોટીકંદર્પ લાવણ્ય જે સ્વપ્નમાં દર્શન થયાં તેનાથી હૃદયમાં જ્ઞાન થયું. ત્યારે પરમાનંદદાસના મનમાં બહુ ચટપટી લાગી અને આર્તિ થઇ કે હવે હું ક્યારે શ્રીનવનીતપ્રિયજીના દર્શન કરૂં? તે પછી પરમાનંદદાસ પોતાના મનમાં વિચાર કર્યો કે મેં આટલા દિવસ જાગરણ કર્યું અને કીર્તન પણ ગાયાં પરંતું મને એવાં દર્શન ક્યારેય ન થયા, જે આજે થયાં છે. તે શ્રીઆચાર્યજીનો સેવક જલઘરીયા ક્ષત્રી કપૂર આવ્યોં તેથી તેની ગોદીમાં થયાં. તેથી ક્ષત્રી કપૂર વિના શ્રીનવનીતપ્રિયજીનાં દર્શન નહીં થાય, માટે એમની પાસે ચાલો, એમને મળીએ ત્યારે આપણું કાર્ય સિદ્ધ થાય. એ વિચાર મનમાં કરીને પરમાનંદ સ્વામી તત્કાળ ઉઠીને અડેલ ચાલ્યા.

એટલામાં પ્રાતઃકાલ થયો, ત્યારે પોતે શ્રીયમુનાજીના તીરે આવ્યા. ત્યાં પ્રથમજ નાવ પાર ચાલી, તેમાં બેસીને પરમાનંદદાસ પાર આવ્યાં. તે વખતે શ્રીઆચાર્યજી શ્રીયમુનાજીમાં સ્નાન કરીને પ્રાતઃકાલની સંધ્યા કરતાં હતા. ત્યારે પરમાનંદદાસને શ્રીઆચાર્યજીએ દર્શન અતિ અદ્‌ભુત, અલૌકિક, સાક્ષાત્‌ શ્રીકૃષ્ણના સ્વરૂપે થયાં જેવું શ્રીગુસાંઇજીએ શ્રીવલ્લભાષ્ટકમાં વર્ણન કર્યું છે કે, વસ્તુતઃ કૃષ્ણ એવ, એવા દર્શન કરી પરમાનંદ સ્વામી ચકિત થઇ રહ્યાં, કંઇ બોલ ન નીકળ્યો પછી પરમાનંદદાસએ પોતાના મનમાં વિચાર કર્યો કે શ્રીઆચાર્યજીના સેવક કપુર ક્ષત્રીની ગોદમાં બેસીને શ્રીનવનીતપ્રિયાજીએ મારાં કીર્તન કેમ ન સાંભળે? કે જેને માથે શ્રીઆચાર્યજી જેવા ધણી બિરાજે છે! તેથી હું પણ આપનો સેવક થઇશ, પરંતુ મારૂ સામર્થ્ય નથી કે હું એમના સેવક થવાની વિનંતી કરૂં. તેથી એ ક્ષત્રી ફરી મળે તો એમને બધી વાત કહીને સેવક થવાની વિનંતી કરૂં. આવો વિચાર પરમાનંદદાસ પોતાના મનમાં કરતાં હતાં, એટલામાં શ્રીઆચાર્યજીએ પોતાના શ્રીમુખથી પરમાનંદ સ્વામીને આજ્ઞા કરી, કે પરમાનંદદાસ! કંઇ ભગવલ્લીલા ગાવ. ત્યારે પરમાનંદદાસજીએ શ્રીઆચાર્યજીને સાષ્ટાંગ દંડવત્‌ કરીને આ પદ ગાયું.

**રાગ સારંગ** :- કૌન બેર ભઇ ચલેરી ગોપાલેં । હોં નનસાર ગઇહી ન્યોંતે, બારબાર બૂજતિ બ્રજબાલૌં ।। ૧ ।। તેરે તન કો રૂપ કહાં ગયો ભામિની, ઔર મુખકમલ સુકાઇ રહ્યો ।। સબ સૌભાગ્ય ગયો હરિ કે સંગ હૃદો સુકોમલ બિરહ રહ્યો ।। ૨ ।। કો બોલે કો નેન ઉધારે. કો ઉત્તર દોરિ બિકલ મન ।। સો સરવસુ અકૃત ચુરાયો, પરમાનંદસ્વામી જીવન ધન ।। ૩ ।।

**રાગ સારંગ** :- જિયકી સાધિ જિયહી રહી રી ।। બહુરી ગોપાલ દેખન નહીં પાએ, બિલપતી કુંજ અહીરી ।। ૧ ।। ઇક દીન હોંજુ સખી યહ મારગ, બેનચ જાતિ દહીં રી પ્રીતિ કે લિએ દાન મિસ મોહન, મેરી બાંહ ગહી રી ।। ૨ ।। બિનુ દેખે છિન જાત કલ્પ ભરી, બીરહા નલ જુદહીરી ।। પરમાનંદસ્વામી બિનુ દરસન, નૈનનિ નદી બહીરી ।। ૩ ।।

આ પ્રકારે પરમાનંદદાસજીએ વિરહના પદ શ્રીઆચાર્યજીના સન્મુખ ગાયા, એ સાંભળીને શ્રીઆચાર્યજીએ શ્રીમુખે આજ્ઞા કરી, પરમાનંદદાસ! કંઇ બાલલીલાના પદ ગાવ. ત્યારે પરમાનંદદાસજીએ હાથ જોડીને શ્રીઆચાર્યજીને વિનંતી કરી કે મહારાજ! હું બાલલીલામાં કંઇ સમજતો નથી. ત્યારે શ્રીઆચાર્યજીએ પોતે

શ્રીમુખથી પરમાનંદદાસજીને આજ્ઞા કરીકે તમે શ્રીયમુનાજીમાં સ્નાન કરી આવો, અમે તમને સમજાવી દઇશું. પછી પરમાનંદદાસર શ્રીઆચાર્યજીને વિનંતી કરી કે, મહારાજ! આપનો સેવક ક્ષત્રી કપૂર ક્યાં છે? ત્યારે શ્રીઆચાર્યજીએ પોતે કહે કે કંઇ સેવા ટહેલમાં હશે. ત્યારે પરમાનંદદાસ શ્રીયમુનાજીમાં સ્નાન કરવાને ચાલ્યા, અને શ્રીઆચાર્યજી તો સેવાનો સમય હતો તે જલ્દી ત્યાંથી જ મંદિરમાં પધાર્યા અને શ્રીનવનીતપ્રિયજીને જગાવ્યા (મંગલા કર્યા). એટલામાં જ તે ક્ષત્રી જલધરીયો શ્રીયમુના જલ ભરવાને ગાગર લઇને શ્રીયમુનાજીને તીરે આવ્યો એને જોઇ પરમાનંદદાસજીએ પરમ આનંદથી બન્ને હાથ જોડીને ભગવદ્‌સ્મરણ કરીને કહ્યું કે, રાત્રિએ કૃપા કરીને તમે જાગરણમાં પધાર્યા હતા, ત્યારે શ્રીનવનીતપ્રિયજીએ તમારા ખોળામાં બેસીને મારા કીર્તન સાંભળ્યા. પછી હું સુઇ રહ્યો. ત્યારે શ્રીનવનીતપ્રિયજીએ દર્શન આપ્યાં. અને કૃપા કરીને આજ્ઞા કરી કે આજ મેં તારા કીર્તન સાંભળ્યાં છે તેથી તમે મારા ઉપર બહુ મોટી કૃપા કરી, હવે તમારા દર્શને આવ્યોં છું. તેથી હવે જે પ્રકારે શ્રીઆચાર્યજી પોતે મને શરણે લે, અને શ્રીઠાકોરજી કૃપા કરીને મને નિત્ય દર્શન દે તે પ્રકાર કૃપા કરીને બતાવો. વળી મને શ્રીઆચાર્યજીએ શ્રીકૃષ્ણ સ્વરૂપે દર્શન આપ્યાં છે. આ બધો તમારા સત્સંગનો પ્રતાપ છે.

ત્યારે એ વાત સાંભળીને ક્ષત્રી કપૂરે એમને કહ્યું કે તમારી ઉપર શ્રીઆચાર્યજીની કૃપા થઇ છે, તેથી તમને એવા દર્શન થયાં છે. અને તમને શરણે લેવાની આપે આજ્ઞા કરી છે તેથી તમે જલ્દી ન્હાઇને અપરસમાં જ શ્રીઆચાર્યજીની પાસે ચાલો. તમને પ્રભુ કૃપા કરીને શરણે લેશે ત્યારે તમારો બધો મનોરથ સિદ્ધ થશે, અને રાત્રિએ જાગરણમાં તમારી પાસે ગયો તે વાત તમે શ્રીઆચાર્યજી આગળ કરતાં નહીં. કારણકે આપ મારા ઉપર ખીજશે, કે તું સેવા છોડીને કેમ ગયો હતો? એ વચન પરમાનંદદાસજીને કહીને એ ક્ષત્રી વૈષ્ણવ તો શ્રીયમુના જલની ગાગર ભરી અને પરમાનંદદાસજીને સ્નાન કરીને અપરસમાં જ શ્રીઆચાર્યજી પાસે એ જલધરીયા ક્ષત્રીની પાધળ આવ્યા. તે સમયે શ્રીઆચાર્યજી શ્રીનવનીતપ્રિયજીને શ્રૃંગાર કરીને શ્રીગોપીવલ્લભ ભોગ ધરી બિરાજ્યાં હતાં. તે સમયે પરમાનંદદાસજી ન્હાંઇને આવ્યા, ત્યારે શ્રીઆચાર્યજી આપ પરમાનંદદાસને કહે કે પરમાનંદદાસ, બેસો. પછી શ્રીઆચાર્યજી આપે અંદર પધારી ભોગ સરાવીને પરમાનંદદાસને બોલાવીને શ્રીનવનીતપ્રિયજીની સાનિધ્યમાં કૃપા કરી નામ સંભળાવ્યું તે પછી બ્રહ્મસંબંધ કરાવ્યું. પછી શ્રીભાગવત દશમસ્કંધની અનુક્રમણિકા સંભળાવી. એ અનુક્રમણીકા સાંભળતાં જ પરમાનંદદાસજીને જ્ઞાન થયું અને પછી શ્રીઆચાર્યજી અને શ્રીનવનીતપ્રિયજી સન્મુખ બાલલીલાના પદ ગાયાં -

**રાગ આશાવરી** :- માઇરી! કમલ નૈન શ્યામસુંદર ઝુલત હૈ પલના । બાલલીલા ગાવતિ સબ ગોકુલકી લલના ।। ૧ ।। લાલકે અરૂન તરૂન ચરનકમલ, નખ-મુનિ રાસિ જ્યોતિ ।। કુંચિત કચ ભંવરાકૃતિ, લર કેટકે ગજ-મોતિ ।। ૨ ।। લાલ અંગૂઠા ગહિ કમલ પાનિ, મેલત મુખ માંહી । અપનો પ્રતિબિંબ દેખિ, પુનિ પુનિ મુસકાહી ।। ૩ ।। રાની જસુમતિ કે પુન્ય પુંજ, નિરખિ નિરખિ લાલ ।। પરમાનંદસ્વામી ગોપાલ, સુત સ્નેહ પાલૈ ।। ૪ ।।





**રાગ બિલાવલભ** :- જશોદા! તેરે ભાગ્યકી કહીં ન જાઈ ।। જો મૂરતિ બ્રહ્માદિક દુર્લભ સો પ્રગટે હે આઈ ।। ૧ ।। સિવ નારદ સનકાદિક મહામુનિ, મિલિવે કરત ઉપાઈ ।। તે નંદલાલ ધૂરિધૂસર વપુ, રહત કંઠ લપટાઈ ।। ૨ ।। રતન જડિત પોઢાય પાલન, વદન દેખિ મુસિકાઈ ।। જૂલો મેરે લાલ જાઉં બલિહારી, પરમાનંદ બતિ જાઈ ।। ૩ ।।

એવા અનેક પદો પરમાનંદદાસજીએ બાલલીલાના ઘણાં ગાયા. એ સાંભળીને શ્રીઆચાર્યજી પોતે બહુ પ્રસન્ન થયા. તે પછી પરમાનંદદાસ અડેલમાં શ્રીઆચાર્યજીની પાસે રહ્યાં, ત્યારે શ્રીઆચાર્યજી પરમાનંદદાસને કહે કે હવે કે હવે સમયનાં પદ નિત્ય શ્રીનવનીતપ્રિયજીને સંભળાવ્યાં કરો. એ સેવા તમને આપી. ત્યારે પરમાનંદદાસ નિત્ય નવાં પદો કરીને સમય-સમયનાં શ્રીનવનીતપ્રિયજીને સંભળાવતાં. અને જ્યારે શ્રીનવનીતપ્રિયજીને અનોસર થાય ત્યારે પરમાનંદદાસ શ્રીઆચાર્યજી આગળ અનેક વ્રજલીલાનાં કીર્તન કરતાં. વળી શ્રીઆચાર્યજી પોતે શ્રીસુબોધિનીની કથા કહેતા, એ સમયે જે પ્રસંગની કથા શ્રીઆચાર્યજીના શ્રીમુખથી સાંભળતા, તેજ પ્રસંગનાં કીર્તન, કથા થયા પછી, પરમાનંદદાસ શ્રીઆચાર્યજીને સંભળાવતા.

**રાગ કાન્હરો** :- ચરનકમલ વંદો જગદીશ જે ગોધન કે સંગ ધાએ । જે પદ કમલ ધુરિ લપટાને, કર ગહિ (ગોપિનકે) કે ઉર લાએ ।। ૧ ।। જે પદકમલ યુધિષ્ઠિર પૂજિત રાજસુયયજ્ઞમેં ચલિ આયે ।। જે પદકમલ પિતામહ ભીષ્મ ભારતમેં દેખન પાયે ।। ૨ ।। જે પદકમલ સંભુ ચતુરાનન હૃદે કમલ કે અંતર રાખે ।। જે પદકમલ રામ-ઉર ભૂષન, બેદ ભાગવત મુનિ સાખે ।। ૩ ।। જે પદ કમલ લોકત્રય પાવન બલિરાજા કે પીઠ ધારે ।। તે પદ કમલ દાસ પરમાનંદ ગાવત પ્રેમ પીયૂષ ભારે ।। ૪ ।।

...ક્રમશ :

**વધાઈ વધાઈ વધાઈ**

આ પખવાડિયુંમાં પણ ઉત્સવો. શ્રીઠકુરાની તીજ-મધુશ્રવા તીજ, શ્રીનાગ પંચમી, શ્રીચતુર્થપીઠાધીશ્વર શ્રીમાન્ શ્રીલક્ષ્મણલાલજી મહારાજનો જન્મોત્સવ (સં. ૧૮૬૪). આપણે સૌ અનંદે આ ઉત્સવને વધાવી લઈએ. સાથેજ જન્માષ્ટમીની વધાઈનો પ્રારંભ થાય છે.

(૮૪ વૈષ્ણવની વાર્તા અને શ્રીગોકુલેશ ધોલ પદ માધુરીમાંથી સાભાર)

ભાવત્કઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા, રાજેન્દ્રભાઈ કડકીયા (યુ.એસ.એ.)





## ।। શ્રીગોકુલેશો જયતિ ।।

# ટિપ્પણી

વિક્રમ સંવત્ ૨૦૬૫ અષાઢ વદ પક્ષ ૧૧ થી વિક્રમ સંવત્ ૨૦૬૫ શ્રાવણ સુદ પક્ષ ૧૦ (ગુર્જર માસ)

જુલાઈ ૧૮, ૨૦૦૯ થી જુલાઈ ૩૧,૨૦૦૯

| મિતિ | વાર | તારીખ | શ્રીવાલ્લભ શ્રીચતુર્થગૃહના ઉત્સવ |
|---|---|---|---|
| ૧૧ - અષાઢ વદ | શનિ | જુલાઇ- ૧૮ | **શ્રીકામદા એકાદશી વ્રત** |
| ૧૨ | રવિ | ૧૯ | |
| ૧૩ | સોમ | ૨૦ | |
| ૧૪ | મંગળ | ૨૧ | |
| ૩૦-૧ | બુધ | ૨૨ | **હરિયાળી અમાસ. ખગ્રાસ સૂર્યગ્રહણ (નિર્ણય ટિપ્પણી પૃષ્ઠ ૨૭)** |
| ૨ | ગુરુ | ૨૩ | |
| ૩ | શુક્ર | ૨૪ | **શ્રીઠકુરાની તીજ-મધુશ્રવા તીજ.** |
| ૪ | શનિ | ૨૫ | |
| ૫ | રવિ | ૨૬ | **શ્રીનાગ પંચમી.** |
| ૬ | સોમ | ૨૭ | |
| ૭ | મંગળ | ૨૮ | |
| ૮ | બુધ | ૨૯ | **શ્રીજન્માષ્ટમીની વધાઇનો પ્રારંભ.** |
| ૯ | ગુરુ | ૩૦ | |
| ૧૦ | શુક્ર | ૩૧ | **શ્રીચતુર્થપીઠાધીશ્વર શ્રીમાન્ શ્રીલક્ષ્મણલાલજી મહારાજનો જન્મોત્સવ (સં. ૧૮૬૪), આપશ્રીના વહુજી શ્રીચંદ્રાવલીમાઁજી મહારાજના નામથી પ્રસિદ્ધ થયા.** |

**એજ નિવાસ યોગ્ય છે કે જેમાં બીજા વિષય વિના ભગવાનની કથાથી જ (સમય) જાય છે.**

(શ્રીસુબોધિનીજી ૩-૪-૨૭)

*શ્રીવાલ્લભ સિદ્ધાંતનિષ્ઠ શ્રીચતુર્થપીઠ તરફથી પ્રકાશિત ટિપ્પણીને આધારે આ પખવાડીક ટિપ્પણી.*

નોંધ :- *શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજ માટે વર્ષભર આવનાર ઉત્સવ માટે કેવળ આજ ટિપ્પણી માન્ય રાખવી, એ આપણું કર્તવ્ય છે. અને આ ટિપ્પણી પ્રમાણે ઉત્સવ મનાવવાં.*





|| શ્રીગોકુલેશો જયતિ ||

# શ્રીરસિક રસ ચરિત્ર

## પૌંગડ લીલા

...ગતાંકથી આગળ

**અગમ અગોચર અભિનવો જેનો વેદ ન જાણે પાર ||**

**બાલ વિનોદ કરી રમે શ્રીવિઠ્ઠલ રાજમુમાર ||**

**શ્રીગોકુલેશજીની બાલ-ક્રીડા:-** એક સમયે દામોદરદાસી જમીનપર છત્તા સુઈ રહ્યાં હતાં અને તેમની ઉપર શ્રીગોકુલેશજીને બેસાડીને બાલવિનોદ કરતાં હતા. શ્રીગોકુલેશજી બાલક છે તેથી અલ, બલ, કલ, વલ એમ મધુરા વચન બોલીને સૌને પોતાની તરફ આકર્ષિત કરે છે, આવા મધુરા વચનો સાંભળીને સૌના હૃદયમાં રસનો સાગર ઉલટે છે, દામોદરદાસી શ્રીગોકુલેશજીને પ્રસન્ન કરવા માટે એમનીજ ભાષામાં અલ, બલ, કલ, વલ, છલ, એમ બોલીને આનંદ પામે છે. શબ્દ ક્યારેક પૂરો પણ કહી જાય અને શ્રીગોકુલેશજી તે પૂરા શબ્દને બોલવા માટે ઉદ્યમ કરે છે, પણ બાલક-ક્રીડાને કારણે પૂર્ણ સામર્થ્યવાન હોવા છતાં અસમર્થ બની સૌ ભક્તોના મનને હરિ લે છે. આપશ્રી તો સકલ ગુણે સમ્પન્ન છો. પણ બાલપણાથી બોલી શકાય નહીં એવી ચેષ્ટા કરી દામોદરદાસી નામ સ્પષ્ટ ન બોલી ને બોદડ દાસી કહીને બોલાવે છે, નામ ખંડિત કરી મધુરા, રસભર્યા વચન બોલીને પૂર્ણસુખનું દાન કરે છે. આવા કુંવરની આવી ક્રીડા જોઈને શ્રીગુસાંઈજીના મનમાં હર્ષ-આનંદ-મોદ પામીને પોતે ઉલટ ભર્યા શ્રીગોકુલેશજીને પોતાની ગોદમાં લઈ લે છે, અને કનક કટોરી દૂધથી ભરીને અનેક લાડ સહિત ચુચકારીને ચુંબન કરીને પયપાન કરાવે છે, તે બાલ્ય શ્રીગોકુલેશજી પ્રસન્ન વદના અલબેલા અધાર પાન કરે છે અને ચપલ નેત્રોથી ચારે બાજુ દષ્ટિ કરે છે.

**શ્રીગોકુલેશ પ્રભુનો ખેલ :-** વળી એક વાર શ્રીગોકુલેશજી ખેલ કરવા પધારે છે, ત્યાં સમાન વયના બાળકો શ્રીગોકુલેશજીની સાથે ખેલવા આવે છે, શ્રીહસ્તમાં શ્રીપ્રભુએ છડી લીધી છે. આ સમયે દામોદરદાસી ત્યાં શ્રીગોકુલેશજીની સેવામાં સાથે છે. જ્યાં જ્યાં શ્રીગોકુલેશજી પધારે છે, ત્યાં ત્યાં પાછળ પાછળ હાજર રહે છે. ખેલ કરતાં કરતાં શ્રીગોકુલેશજી પોતાના ગોવિંદમામાને ઘરે પ્રથમ પધારે છે, મામાને ઘરે તો આજે ઉત્સવ જેવો આનંદ પ્રગટ થાય છે. ત્યાં મામાના ઘરે સૌ કોઈ મળીને શ્રીગોકુલેશજીને ખેલાવે છે અને હાથમાં ખેલવણા આપે છે, અને ખેલ કરી દેખાડે, મીઠાઈ આગળ ધરે છે, તે પોતે લઈને





શ્રીગોકુલેશજી શ્રીમુખમાં પધરાવીને આનંદે ડોલે છે અને અન્ય બાળકોને વહેંચે છે. ઉગરતું દામોદરદાસીને આપે છે, અને ત્યાંથી સહુ કોઈ ભક્ત પોતે પોતાના ઘર બાલ્ય પ્રભુને પધરાવે છે અને ઉલ્લસીને પોતાનું ધન્ય ભાગ્ય માને છે, એમ કરતાં કરતાં માર્ગમાં આગળ પધારે છે. અને બાલ્ય ચરિત્ર કરે છે.

તે જોઈને સર્વે ભક્તોને ઘણોજ પ્રેમ પ્રગટ થાય છે. ક્ષણ ક્ષણમાં અધિક અધિક વિનોદ કરે છે. શ્રીગોકુલેશજી આગળ માર્ગમાં પધારે છે, અને માર્ગમાં ગાય વાછરડાં જતાં જોઈને મલકાય છે. તે ગાય વાછરડાં પોતાનો શ્રીહસ્ત ફેરવીને સુખ પ્રદાન કરે છે. અને ચુચકારા કરે છે. વળી કોઈ ગીત વાધ્ય સાંભળી ત્યાં જાય છે. તે જોવાનો રસ પડે છે. કોઈ વાર બાળકને ઘોડો કરી ઉપર બિરાજે છે, અને તેના કોટમાની સાંકળી પકડીને ચરણ ચલાવે છે. શ્રીઅંગ આખુ હલાવે છે. અને છડી હાથમાં લઈને ચાબુકની સેન કરે છે. તે સમયે પ્રસન્ન શ્રીમુખારવિંદ નેત્રો ખુલા કરી હંસે છે. એમ એ ભક્તના મન ચરિત્રમય થાય છે. જેને ઘરે શ્રીગોકુલેશજી પધારે છે, તેના મનમાં મોદ માતો નથી, જે જે મનોરથો કરે છે, તેને પૂર્ણ કરે છે. એમ અનેક ક્રીડા કરતાં આનંદમાં ત્રણ વર્ષના પોતે થયા, એ પૂર્ણ પુરુષોત્તમ અનિર્વચનીય એમ લોકવત્ લીલા કરે છે. અને બાલ ચરિત્રની લીલા કરે છે. ચૂડાકર્મની ક્રીયા પણ થાય છે. (આપણે ગતાંકમાં આ વિશે જાણ્યું)

હવે ચાર વરષ ઉપર થઈ લીલા કહું તેહ, રમણ રસે અંગીકરી શ્રીપ્રભુએ એહ ।। ૧ ।।

એહમાં રસ છે અતિ ઘણો સમજે નહિ કોય, નિર્ભય થઈ સહુ સુખ તણો તે અનુભવ હોય ।। ૨ ।।

બાલક માહે લહે નહિ કાંઈ વિજ્ઞાન નૌતન રુચી સ્વાદે કરી હોએ રસપાન ।। ૩ ।।

નરનારી એકત્ર થઈ ખેલે સહુસંગ નિપટ નિઃશંક નિડર થઈ ખેલે રંગ ।। ૪ ।।

બેસે કહીં ઓટે થઈ ક્રમ ક્રમ રસ ચાખ્યો ક્ષણું ક્ષણું પ્રતિ રસ બાધતો મનમાહે રાખ્યો ।। ૫ ।।

સામિગ્રી ઊપયોગની સમુગ્રછે સહુ વય સમાન, અભિનવી એહવી ત્યાહાં બહુ ।। ૬ ।।

એતદ રસ પર થઈ રમે મન આનન્દ લગ્ન અન્ય સુરત આવે નહિ રસ માહેં રસ મગ્ન ।। ૭ ।।

કૃષ્ણદાસી બહુ પ્રેમસું રાખે સંબંધ પોતે ઘોડો થઈ અને તે ચઢાવે સ્કંધ ।। ૮ ।।

શ્રીહસ્ત મસ્તક ધરી બેઠા અતિ ભાવે જમણો કર પીઠે ધરે ડાબે લટકાવે ।। ૯ ।।

પીઠ ઉપર ઉલટા કરી પોઢાડે એહ ઊરઆગળ બેહુકરગ્રહી ચાંપે કરી નેહ ।। ૧૦ ।।

કંઠ ઊપર બેસાડીને બેહુ ચરણ ભરાવે ચુમ્બન દે કરસું ગ્રહી ઉરસું પરસાવે ।। ૧૧ ।।

લેઈ બેસાડે પ્રેમસું પોતાને માથ પદલટ કે મુખ ઊપરે સોહે નિજ હાથ ।। ૧૨ ।।





વલી બલગાડે પ્રેમસું કર કંઠ બલાય, મુખ ચુંબે મુખસુંદેઈ ઊરસું લપટાવે ।। ૧૩ ।।

એહવાં અનેક પ્રકારના વાછલ્ય અનેક ભાગ્યવાન બહુ પેરે કરે કેમ કહુંઅ વિવેક ।। ૧૪ ।।

અલૌકિક પેરે રહી કર્યો અનુભવ રસ સાર એહોની કરુણા દ્દષ્ટિથી કીધો વિસ્તાર ।। ૧૫ ।।

સ્નેહ કૃષ્ણદાસી અને પ્રેમ લક્ષણા કહિએ કારણ કો સમજે નહિ અનુભવથી લહીએ ।। ૧૬ ।।

પાંચ વરષ પ્રવેશથી હરખ્યા તેણી વાર અક્ષર દેખાડ્યા તણૌ આવ્યો ઓછ્વ સાર ।। ૧૭ ।।

સંવત સોલ વારોતરે એમ કારજ સીધું માગશિર સુદિ સુભદિન જોઈ મુહૂરત તે લિધું ।। ૧૮ ।।

શ્રીરસિકશિરોમણી સર્વદા સેવ્ય શ્રીગોકુલેશજી હવે ચાર વર્ષના પૂર્ણ થયા. પૌંગડાવસ્થાનો અંગીકાર કર્યો. આ સમયે યૌવનના અંકુર ફૂટતાં શરીરની કાંતિ વધારે તેજસ્વી તથા મોહક બનવા લાગી, અનેક ભક્તજનને એમનાં દર્શન માત્રથી એમનાં એ ભવ્ય સ્વરૂપની આસક્તિ લાગવા લાગી અને તેથી એ સર્વ પોતાનું દેહ ગેહ વગેરે ભૂલી શ્રીગોકુલેશજીના દર્શન તથા સેવા-ટહેલ માટે આતુરતાથી નિરંતર રાહ જોયા કરતાં. ભક્તજનોમાં કૃષ્ણદાસી, દામોદરદાસી મુખ્ય હતાં.

**અક્ષર દેખાડવાનો ઉત્સવ** :- પાંચમું વર્ષ બેસતાં શ્રીગોકુલેશજીને અક્ષર દેખાડવાનો ઉત્સાવ આવ્યો, તેથી સર્વે માંગલિક સામગ્રી તૈયાર કરવામાં આવી. ચોક રંગબેરંગી સાથીયાથી પૂરી સર્વે મંગલ સાજ સહુ કર્યા, તોરણ વારણે બાંધ્યા, ધ્વજા પતાકા કરી વારણે મંડપ રચ્યો, સોહાસણી ગાન કરે છે. વાજિંત્ર વાજે છે. સં. ૧૬૧૨ની માગસર સુદિમાં કોઇ એક સારો દિવસ જોઇ ઉત્સવનો આરંભ કર્યો. દરેક ઉત્સવની માફક પકવાન વગેરે તૈયાર કરાવી સગાં સંબંધી-જ્ઞાતિજનો તથા નાતના માણસોને બોલાવ્યા. વેદીની ચોંતરી ઉપર પીઢો રચી તે ઉપર પાટ વસ્ત્ર બિછાવી, ત્યાં શ્રીગોકુલેશજીને પધરાવ્યા. તાત શ્રીગુસાંઈજી અને માત શ્રીરુક્મિણીજી પાલવ બાંધીને શ્રીગોકુશજીને ખેલાવતાં પોતાની ગોદીમાં પધરાવ્યાં. સ્વસ્તિવાંચન કરી સોનાના થાળ મંગાવ્યા, એમાં ચોખા પૂરી, શ્રીગુસાંઇજીએ સોનાની મુદ્રિકા હસ્તમાં લઇ, શુભ અક્ષર લખી અનેક આશિષ દીધી. પછી क ख ग घ વગેરે મૂળ વર્ણો લખી તથા શ્રીગોકુલેશજીની પાસે એ ત્રણ વાર ઘૂંટાવી વર્ણ લખવાનો આરંભ કરાવ્યો. તેમ અક્ષર દેખાડ્યાં શ્રીમુખ પરસનું, બહુ કોડ કરતાં, તેના ભાગ્ય ફળ્યાં, તે કર જોડીને ઊભા અક્ષર ઉપર શ્રીહસ્તથી અનુકર્ણ કિધું તે અક્ષર જગત માંહે સહુને આભર્ણ રૂપ થયા. ત્યાર બાદ શ્રીશોભા બેટીજી અને શ્રીજમુના બેટીજીએ આરતી કરીને જય જયકાર કરીને સહુકોઇએ ત્યાં આશિશ દિધી, આબાલ-વૃદ્ધ સહુ કોઇએ મળીને

શ્રીગોકુલેશજીની સ્તુતિ કિધી, શ્રીરુક્મિણીજીએ પોતાને ત્યાં આવેલા સર્વેને ચાર ચાર લાડું આપી વિદાય કર્યા. આમ અક્ષર આરંભનો ઉત્સવ કિધો.

**વિદ્યાભ્યાસની શરૂઆત** :- આમ શ્રીગોકુલેશજી અતિ તિક્ષ્ણ બુદ્ધિવાળા છે, આપશ્રી ખૂબજ ચતુરાઈથી હવે નિત્ય શુદ્ધ અક્ષર ભણે છે. સૌ પ્રથમ આપશ્રી બાલરામાયણ ભણીને પધી અમરકોષ ભણ્યા, અનેક પ્રકારના કાવ્યને, નિર્દોષ કિધા બ્રહ્માની નિરમિ બહુ પ્રકારની, વિદ્યા ગુણ અને ચાતુરી તે એ પ્રભૂએ અંગીકાર કરી વિદ્યા અહિં વિરામ પામી. આ શ્રીવિઠ્ઠલેશ રાજકુમાર શ્રીગોકુલેશજી ચતુર શિરોમણી, તે સ્વકીયોના મનમાં સહજમાં અક્ષર ગ્રહણ કરી લે છે, અને આપશ્રી જોડે ભણતા બીજા બાળકો જ્યારે ભૂલ કરે છે, ત્યારે પોતે શિખવે અને તેમાં રસ મૂકે, એ સમાન કોણ ભાગ્યવાન બીજો કોઇ નહી હોય, કારણકે જેમણે શ્રીપ્રભુનો સંગ કર્યો, થયો, તે સર્વે વિદ્યાર્થી બાળકો એકત્રીત મળી ઉપાધ્યાયને ઘરે ભણવા જાય છે અને ભણતા ભૂલી જાય ત્યારે મોદ ભર્યા શ્રીગોકુલેશજી હસીને તેમને અક્ષર શિખવે છે, એમ પ્રગટ રીતે સંગનું દાન આપશ્રી પ્રદાન કરે છે. ઉપકારી શ્રીગોકુલેશજી એવા અજ્ઞાની જીવોનો અંગીકાર કરે છે જેને અક્ષરનો ઉપકાર કરે તે જ્ઞાનવાન થઇને વિદ્યા પારગ થાય. જે ઉપાધ્યાય ભણાવે તે સર્વધ્યાનથી સાંભળીને તરતજ કંઠાગ્ર કરી લેતા, રંચક પણ ચૂકે નહિ. ગુરુના મુખથી એક વખત સાંભળેલી હકીકત આપશ્રી ક્યારેય ભૂલતા નહિં અને ગુરુને ત્યાં જે જે શીખતા તે તે સર્વ ઘરે ગયા પછી માતા-પિતાને કહી સંભળાવતા. એ સાંભળીને માતા-પિતા સર્વને ઘણો આનંદ થતો. અતિ ઘણો હરખ થાય અને આશ્ચર્ય પામી મોહીને રહે છે, અને અતિશે પ્રફૂલ્લિત થાય અને વાત્સલ્યતાથી ભામણા લઇને ચુંબન દે છે. પોતાના હૃદય સાથે ચાંપે છે. આવા શ્રીગોકુલેશજી પ્રતિ સર્વેને ખૂબજ વ્હાલ થાય છે, અને કરે છે. આમ કરતાં કરતાં શ્રીગોકુલેશજી હવે પાંચ વર્ષ ઉપરાંતનાં થયા. પૌંગડલીલામાં પ્રવેશ થયો, તે લીલા કાંઈ સૂચન માત્ર જ અહીં પ્રકટ કરીએ છીએ. સૌ બાળકોને સાથમાં લઇને ખેલવા પધારે છે.

**વલ્લભ વલ્લભ રી ધન મેરો;**
**અપનો કાહુ છુવન ન દેહોં રાખુંગી જીયકે નેરે ।। ૧ ।।**
**મન ભાયે જો મનોરથ કરી હોં નિરખોગીં સાંઝ સવેરે;**
**વૃંદાવનકો ચંદ શ્રીવલ્લભ એક ગાંઠસો ફેર ।। ૨ ।।**

..ક્રમશઃ

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# શ્રીગોકુલેશ વાક્‌સુધા

## ।। श्रीसर्वोत्तमस्तोत्रम् ।।

## ।। શ્રીગોકુલનાથજીની ટીકા સહિત ।।

...ગતાંકથી આગળ

ગયાં અંકમાં આપણે શ્રીગુસાંઈજી પ્રગટિત શ્રીમહાપ્રભુજીનું આઠમું નામ साकार-ब्रह्म-वादैक-स्थापको[૮] વિષે સમજવાનો પ્રયાસ કર્યો. શ્રીમદ્ ભાગવતમાં જો આપણે અનુસંધાન કરવું હોય તો આપણે સાકારબ્રહ્મવાદૈકસ્થાપકને દશમ્ સ્કંધમાં અલગ અલગ જગ્યાએ આ નામની પ્રતિતી થાય. सा गृहीत्वा करे कृष्णम् (१०.८.२३), चकार नाम करणं (१०.८.११), त्वं हि ब्रह्मविदां श्रेष्ठः (१०.८.६), वासुदेव इति श्रीमान् (१०.८.१४), तान्यहं वेद नो जनाः (१०.८.१५), एकदा क्रीडामानाऽस्ते रामाद्याः (१०.८.३२), जगत् स्थास्नु च खं दिशः (१०.८.३७), पुरानेन व्रजपते (१०.८.१७), क्रीडामनुजबालकः (१०.८.३६).

શ્રીગુસાંઈજી પ્રગટિત આ અલૌકિક નામોને સમજવું હોય તો શ્રીમદ્ ભાગવતના પ્રસંગોનું અનુસંધાન રાખવું જરૂરી છે. ગયા વખતે આપણે શ્રીમહાપ્રભુજીનું અલગ સ્વરૂપ સમજવાનો પ્રયાસ કર્યો, આપશ્રી સાકાર બ્રહ્મવાદનું સ્થાપન કરવાવાળા છે **साकार-ब्रह्म-वादैक-स्थापको[૮]:** સ્વરૂપ છે. હવે કોઈકને શંકા થાય છે કે શ્રીમહાપ્રભુજીને પહેલાં પણ ઘણાં આચાર્યોએ(અન્ય સંપ્રદાયના આચાર્યો) પણ બ્રહ્મને સાકાર તો કહેલું જ છે, તેમાં શ્રીમહાપ્રભુજીનું વૈશિષ્ટ્ય શું? તેનો સમાધાન આપ કેવી રીતે કરશો? તો આ વિશે શ્રીગુસાંઈજી આજ્ઞા કરે છે કે શ્રીમહાપ્રભુજી કેવા છે? આના સમાધાન માટે શ્રીગુસાંઈજી શ્રીમહાપ્રભુજીનું આઠમું નામ પ્રગટ કરે છે: **वेदपारगः[૯]** શ્રીમહાપ્રભુજી વેદના પરાગ છે, જ્ઞાતા છો.

**श्रीभागवत-गूढार्थ-प्रकाशन-परायणः[૭]** ।।
**साकार-ब्रह्म-वादैक-स्थापको[૮] वेदपारगः[૯]** ।। ८ ।।

ભાવાર્થ :- [૭]શ્રીમહાપ્રભુજી શ્રીમદ્ ભાગવતના ગૂઢ - ગુપ્ત, એટલે કે અજ્ઞાત્ એવા અર્થને પ્રકટ કરવામાં આપશ્રી સદાય પરાયણ-તત્પર, [૮]સાકાર બ્રહ્મવાદનું સ્થાપન કરવાવાળા, અને સંપૂર્ણ [૯]વેદના પરાગ છો - જ્ઞાતા છો.

**वेदपारगः[૯] :-** સંપૂર્ણ [૯]વેદના પરાગ - જ્ઞાતા, જાણનારા.





## રાગ : રામગિરિ

કરહુ વેદપારગ સુખદ ચરનસેવા ।।
અન્ય આલાપ તજિ વહ્નિ પદકમલ ભજિ, શ્રીવલ્લભ સકલ દેવાધિદેવા ।। ૧ ।।
કલિકલ્મષામહં સકલદુ:ખદારણમ્, ભવસિંધુ તારણં પરમમમલમ્ ।।
સાધન સબહી તજૌ નિસિદિના વલ્લભ ભજૌ, અતિ સુખદ સુવહ્નિપદયુગલકમલમ્ ।। ૨ ।।
પરમસુખદાયિની ભક્તિરનપાયિની, દેત હૈં હરિ-વદન વહ્નિ દાતા ।।
તીનહુ લોકમેં બિના શ્રીવલ્લભવર, ગોવિન્દ સુને ન અન્ય કોઉ ભયત્રાતા ।। ૩ ।।

**શ્રીમહાપ્રભુજી સંપૂર્ણ "વેદના પરાગ છો - જ્ઞાતા, જાણકાર વેદપારગઃ[૯] છે.**

<u>**મૂળ ટીકાનો ભાવાર્થ**</u> :- અત્યારસુધી બધાં કોઇ શાસ્ત્રાર્થનો વિચાર કરનારાએ બ્રહ્મને સાકાર કહેલું ન હોવાથી, આચાર્યશ્રીએ જ કેમ તેને સાકાર કહ્યું? એવી શંકા થાય, તેથી તેવી યોગ્યતા વેદપારગ નામથી કહે છે. આનો આશય આ (નીચે પ્રમાણે) છે. બ્રહ્મ અલૌકિક છે અને ચક્ષુ વગેરે પ્રમાણો લૌકિક હોવાથી બ્રહ્મનું જ્ઞાન ચક્ષુ વગેરેથી થવાનું સંભવતું નથી, જ્યારે શ્રુતિઓ વગેરે અલૌકિક પ્રમાણ હોવાથી, બ્રહ્મના સંબંધમાં શ્રુતિઓ જ પ્રમાણ હોવાથી, બ્રહ્મનું જ્ઞાન તેમના થી જ થાય છે. 'તેમણે ઈક્ષા કરી', 'તેથી એકલા રમતા નથી', 'તેમણે બીજાની ઈચ્છા કરી', 'તે આટલા છે', વગેરે તે શ્રુતિઓ તો સાકારજ હોવાનું જણાવે છે. વળી સર્વ તરફ પાણિ તથા પાદના અંતવાળું, વગેરેથી ગીતામાં પાન સાકાર જ કહેલ છે.

'નિરાકાર માનનારાઓ પણ નિરાકાર જણાવનારી 'સ્થૂલ નથી, અણૂ નથી, હસ્વ નથી', વગેરે શ્રુતિઓનો જ પ્રમાણ તરીકે અંગીકાર કરે છે, તેથી નિરાકાર કેમ સિદ્ધ ન થાય?, એવી શંકા થાય, તો કહીએ છીએ કે નિરાકાર જણાવનારી શ્રુતિઓ પણ દેવ વગેરેના આકાર પેઠે બ્રહ્મમાં પ્રાકૃત આકાર નથી એમજ કહે છે, પરંતુ માત્ર આનંદના કર પાદ મુખ ઉદર વગેરે નથી, એમ કહેતી નથી. જો સંપૂર્ણરીતે બ્રહ્મ નિરાકાર જ છે, એવો શ્રુતિઓનો અભિપ્રાય હોત, તો તેને નિરાકાર કહ્યા પછી પણ આગળ તેણે ઈક્ષા કરી, વગેરેથી સાકાર હોવાનું ન કહેત. તેથી જ 'પ્રાકૃત આટલાપણું ન હોવાનું જ કહે છે, અને પછી પાછું આટલાપણું સાકારપણું, તે નથી એમ નિરાકાર શ્રુતિ કહે છે', એવું વ્યાસસૂત્ર પણ છે. આનો અર્થ એવો છે કે **પ્રાકૃતં** એટલે પ્રાકૃત, આટલાપણું સાકારપણું, તે નથી એમ નિરાકાર શ્રુતિ કહે છે, પરંતુ માત્ર આનંદનો જ આકાર નથી એમ કહેતી નથી. તેનું કારણ એ છે કે પછી પાછું કહે છે, એટલે ત્યાંથી આગળ **ભૂયઃ** વળી પાછું 'તેમણે ઈક્ષા કરી' વગેરેથી સાકારપણું જ કહે છે.





નિરાકાર કહેનારાઓને થોડુંક શ્રુતિઓને જ્ઞાન હોવા છતાં પણ બધી શાખાઓના ઉપનિષદોનું જ્ઞાન નહિ હોવાથી, અને તે શાખાઓમાં જૂદા જૂદા પ્રકારે બ્રહ્મનું નિરૂપણ કરેલું હોવાથી, તેમનામાં પરસ્પર વિરોધ છે તે દૂર કરી વિષયની વ્યવસ્થા કરવાથી જેવું સિદ્ધ થાય તેવું બ્રહ્મ છે એમ માનવું જોઈએ. નિરાકાર કહેનારાઓને બધી શાખાઓના ઉપનિષદોનાં તાત્પર્યનું જ્ઞાન નહિં હોવાથી પોતાની બુદ્ધિ પ્રમાણે પોતાના સિદ્ધાંતને અનુકૂલ થોડું શ્રુતિઓનું તાત્પર્ય કલ્પીને તેઓ બ્રહ્મને નિરાકાર કહે છે, તેથી તેમનું કહેલું પ્રમાણ નથી. આચાર્યશ્રીએ તો બધી શાખાઓનાં ઉપનિષદોના તાત્પર્યમાં જે વિરોધ જણાય તે દૂર કરીને બ્રહ્મસ્વરૂપ જાણેલ હોવાથી, અને તેમાં સાકાર કહેલું હોવાથી, તે બધું જાણીનેજ સાકાર કહેલ છે, તેથી વેદપારગ, એવું નામ કહેલું છે. ૯

**સરળ સમજૂતિ** : સિદ્ધાંતનું પ્રતિપાદન દ્દષ્ટાન્તથી સરળ બને છે. વૈદિક સિદ્ધાન્તોનું દ્દષ્ટાન્ત ભાગવત છે અને તેથી વેદ-ગીતા-બ્રહ્મસુત્ર અને ભાગવત આ ચારેયમાં આપ પરમ નિષ્ણાંત હોવાના કારણે આપ **વેદપારગઃ** છે.

આપે મંગલપ્રસ્થમાં ઢુંડી દીક્ષિતને વેદના અનુલોમ-વિલોમ (સવળા-અવળા) પાઠોથી પરાજીત કર્યા.

વેણી નદી પાસે રવિનાથ વૈદિકે શ્રીઆચાર્યજીની પરીક્ષા માટે એક-એક પદ છોડી સો પદો આપશ્રીને પૂછ્યા. શ્રીવલ્લભાધીશે રવિનાથ પંડિતના છોડેલા સૌએ પદોના વિલોમ (અવળેથી ગણી શકાય તેવી રીત)થી ઉત્તર આપી આપની વેદ પરત્વેની પારંગતતા સિદ્ધ કરી બતાવી.

શ્રીઠાકોરજીનું સ્વરૂપ (આકાર) લૌકિક આંખોથી તો જોઈ ન શકાય. તેથી વેદમાં જે પ્રકારે કહેલું છે તે જ પ્રકારે જાણવું. અને નિરાકાર સ્વરૂપ, તે પણ વેદ જ કહે છે. પરંતુ સંપૂર્ણ વેદનું જ્ઞાન બીજાઓને નથી, એથી જ અમુક શ્રુતિઓના જ્ઞાન દ્વારા પોતાના મનમાં આગ્રહથી નિરાકાર સ્વરૂપનું નિરૂપણ કરે છે. તેથી એમનું કહેલું પ્રમાણ ન માનવું અને શ્રીઆચાર્યજી શ્રીમહાપ્રભુજીને તો વેદની બધી જ શાખાઓનું અને ઉપનિષદ્‌નું જ્ઞાન છે, તેથી વિચાર વડે જે સાકાર-નિરાકાર ઉભય સ્વરૂપનો નિશ્ચય કર્યો તે નિરૂપણ કર્યું છે. તેથી પ્રમાણ માનવું. તેથી આ નામ કહ્યું **વેદપારગઃ**. ૯ ।। શ્લોક ૮ સંપૂર્ણ.

**શ્રીમહાપ્રભુજી સમ્પૂર્ણ વેદના જાણવાવાળા છે. વેદપારગઃ છે.**

.ક્રમશઃ

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# શ્રીગોકુલનાથજીકે ચોબિસ વચનામૃત

## ૧૪. વૈષ્ણવને લૌકિક-વૈદિક વિષે સમજ

અબ ઓરહું શ્રીગોકુલનાથજી કલ્યાણ ભટ્ટ પ્રતિ આજ્ઞા કરત હેં, ચૌદહમો લક્ષણ કહેત હે. યહ પુષ્ટિમાર્ગીય લીલા નિત્ય હે. લૌકિક વૈદિકે તથા દેહકાર્ય અનિત્ય કરિ અલ્પ જાનનો. ઔર પુષ્ટિમાર્ગકે ધર્મકો 'સત્ય જાનિ કાર્યમેં તત્પર રહનો. અધર્મ તથા લૌકિક કાર્ય અસત્ય કરિ તુચ્છ જાનનો ઓર દુ:ખરૂપ જાનનો, ઓર તીર્થકો માહાત્મ્ય સુનિકે અપને મનકો સેવા સ્મરણમેં તે ચલાવનો નાહીં, ઓર તીર્થકો ફલ હૂ તુચ્છ કરી જાનનો. ગંગાજી સરીકે તીર્થ જગતમેં નાહીં સોઉ રુક્મિણી મનમેં ન લાઇ. ઔર વેદ પુરાણ શાસ્ત્ર શ્રીભાગવત ગીતાકે વચન સગરે સત્ય કરિ જાનનો. પરંતુ અનેક પ્રકારકે અધિકારી હે તિનકે અર્થ જાનનો ઓર પુષ્ટિમાર્ગકે વચન તથા ધર્મ મનમેં રાખનો ઓર અનેક વ્રતાદિકા ફલ તુચ્છ કરિ જાને. ઓર એકાદશી જયંતિ આદિ હેં તિનકો સત્ય જાને પરંતુ ફલકી કામના કછૂ મનમેં ન રાખે બડે કરે તાતે કરે. ભગવદ્ સેવા સો મુખ્ય હે. ઓર ભગવદ્ સેવા સુમરિન સર્વોપર જાને. ઓર સ્ત્રી હોય તાકો લૌકિક વિષયકે સુખ અર્થ ન જાને, ઇન વિષે પુત્ર ભગવદીય હોય યહ અર્થ કરિ જાને ઓર ભગવદ્ સેવા અર્થ સ્ત્રીમેં પ્રીતિ રાખે ભગવદી સો ભગવદ્ વાર્તા દીનતાપૂર્વક કરે. અપની ઉત્કર્ષતા ન જનાવે જ્ઞાની હોય, અથવા અપનકો જ્ઞાન ન હોય તો સુદ્ધ ભાવસો પ્રશ્ન કરે ઓર ભગવદ્ધર્મકી વાર્તા અપને મનમેં દ્રઢ વિશ્વાસ કરિ રાખે ઉન ભગવદીકી લૌકિક ચેષ્ટા ન દેખે ભગવદ્ ધર્મ દેખૈ તો ભગવદ્ ધર્મ હ્રદયમેં દ્રઢ કરિકે રહે. યા પ્રકારસો શ્રીગોકુલનાથજી કલ્યાણ ભટ્ટ પ્રતિ આજ્ઞા કીયે હે. ઇતિ ચતુર્દશ પ્રસંગ. ૧૪

..ક્રમશ:

।। ઇતિ શ્રીગોકુલનાથજીકૃત ચૌદમો વચનામૃત સંપૂર્ણમ્ ।।

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

**મિથ્યાજ્ઞાનરૂપી જલથી સિંચેલી આત્મભૂમિમાં કર્મનું બીજ વૃદ્ધિ પામે છે, પરંતુ તત્ત્વજ્ઞાનરૂપી તાપથી જેમાંનું જલ સૂકાઈ ગયું છે તેવા ખરાબામાં (વૃદ્ધિ પામતું) નથી.** (શ્રીસુબોધિનીજી ૧.૨.૨૧)

# સ્વરૂપનિષ્ઠા

## શ્રીગોકુલેશપ્રભુચરણના અંતરંગ ભગવદીયો

### ગોમતીબાઇ

આ ગોમતીબાઇ ભરૂચના હરિદાસભાઇના બેટી હતા. સં. ૧૬૯૦ની આસપાસ તેમનો જન્મ થયો હતો. બાળપણથી જ તેઓ તેમની માતા સાથે શ્રીગોકુલેશ પ્રભુચરણના દર્શન કરવા આવતા હતા અને શ્રીગોકુલેશજીમાં સ્વરૂપાસક્ત થયા હતા.

ગોમતીબાઇ તેમના પિતા હરિદાસભાઇની જેમ સુંદર કવિત્વ શક્તિ ધરાવતા હતા. શ્રીગોકુલેશજીમાં સદા એકરસભાવભર્યા અને સદા દર્શન માટે વ્યાકુળ રહેતા હતાં. શ્રીગોકુલેશજીના દર્શન કરતાં જ દેહાનુસંધાન ભૂલી જતાં હતાં. આ દશામાં શ્રીગોકુલેશજીના અલૌકિક સ્વરૂપનું વર્ણન કરતાં **કમનરસ** નામે એક કાવ્યગ્રંથ પણ રચ્યો હતો, જેના ૫૦ માંગલ્ય છે. શ્રીગોકુલેશજીની સંધ્યા સમય સુધીની નિત્ય લીલાનું વર્ણન કર્યા પછી શ્રીગોકુલેશજીએ શ્રીચરણારવિંદમાં ગોમતીબાઇને બોલાવી લીધા હતા. આમ તો ગ્રંથ અપૂર્ણ રહ્યો હતો. પાછળથી શ્રીગોકુલેશજીના અંતરંગ ભગવદીયોની પ્રેરણાથી પરમકૃપાપાત્ર ગોકુલભાઈજીના પુત્ર નાગરદાસભાઇએ શ્રીગોકુલેશજીની શયન સમય સુધીની નિત્યલીલાનું વર્ણન કરતાં છ માંગલ્ય રચી આ ગ્રંથ પૂર્ણ કર્યો હતો. રસિક ભગવદીયના સ્વાનુભવથી આ ગ્રંથ રચાયેલો હોઇ, સર્વાંગે પૂર્ણરસપ્રચુર અને પાન કરવા યોગ્ય છે.

આવા ભાવ રસિક અને સ્વરૂપાસક્ત ભગવદીયના હૃદયનો ભાવ અગાધ અને અવર્ણનીય છે.

**જલેબી ઘેર ઘેર કરીને, પાગી મીસરી માંહે જી; દલિયા બુંદ સેવતણાં, લાડું કીધઅ છે ત્યાંહાંજી. ૧.**
**ચારોલી પાગી મીસરીએ, તેના લાડુ કીધાજી; મીજ તણા લાડુ વિધવિધના, સુંદર સિદ્ધ કરી લીધા જી. ૨**
**સેવ સંજુરી સુતરફેણી, શીરા ગુંજા સારજી; વડાં ખીર દહીં માખણનાં, માંહે સ્વાદ તણો નહીં પારજી. ૩**
**ખાંજા મઠડી દાલ પચાઇ, નાડી મનોહર ભોગજી; મગદલ માલપૂવા સુખપૂરી, કરી પ્રભુને સુખ ઉપયોગજી. ૪**
**દહેર મઠા દહીંથરાં ખૂઓ, લેહચોઇ કીધી સહુઅ જી; તીલસાંકળી સક્કરપારા, ઇંદરસાં કર્યા બહુઅજી. ૫**
**ખાંડપાપડી પૂરી ઘારી, બેસન કેરી સેવજી; કપૂરનાડી બાબર એણીપેરે, કરીઆ સરવ તતખેવ જી. ૬**

...ક્રમશ:

સંયોજનઃ- સ્વરૂપનિષ્ઠા પુસ્તક, પ્રકાશક ભાઈલાલભાઇ શેઠ.

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# શ્રીધોલ પદ

## મ્હારૂં મન તમને મલવા તપે મોહનવરજી

મ્હારૂં મન તમને મલવા તપે મોહનવરજી, મ્હારી રસના મોહન મોહન જપે-મોહનવરજી. ૧
તમો દીનાનાથ દયાલ છો મોહનવરજી, તમે ભક્તવત્સલ પ્રતિપાલ છો-મોહનવરજી. ૨
તમો પોતાની ઓર વિચારિયા મોહનવરજી, મહારા તનના તાપ નિવારિયા-મોહનવરજી. ૩
મહદ ભક્તને ભાગ્યે કરી મોહનવરજી, હવે કરુણા કરો મુને ફરી-મોહનવરજી. ૪
મારૂં મન તમારૂં થઈ રહ્યું મોહનવરજી, હવે નથી કરતું મારૂં કહ્યું-મોહનવરજી. ૫
મારૂં ચીતવીત તમ ચરણે ધરૂં મોહનવરજી, હું અકુલાઈ વિનતી કરૂ-મોહનવરજી. ૬
તમારા અંગઅંગની સુંદરતા જોઈ મોહનવરજી, મારે મન ન આવે બીજું કોઈ-મોહનવરજી. ૭
આ શ્રીમુખ સુંદર જોઈને મોહનવરજી, મારૂં મન રહ્યું છે મોહીને-મોહનવરજી. ૮
આજનો દિન ધન રૂડલો મોહનવરજી, મેં તો પહેર્યો અવિચલ ચૂડલો-મોહનવરજી. ૯
મારે અખંડ અવિચલ તમો ધણી મોહનવરજી, હું હીંડુ સર્વને તૃણવત ગણી-મોહનવરજી. ૧૦
હવે પેર હમારી શી કીજીએ મોહનવરજી, વિનતી કરૂં તે માની લીજીએ-મોહનવરજી. ૧૧
તમો ઉદારરાય શિરોમણિ મોહનવરજી, તમો વિચારો પોતાભણી-મોહનવરજી. ૧૨
તમારૂં હૃદયકમલ મહારસભર્યું મોહનવરજી, રસપાત્રને મહારસ દાન કર્યું-મોહનવરજી. ૧૩
હવે તે દાન મુજને દીજીએ મોહનવરજી, વચનામૃત મહારસ પીજીએ-મોહનવરજી. ૧૪
અંગોઅંગની માધુરીએ કરી મોહનવરજી, મારું અંત:કરણ લીધું હરી-મોહનવરજી. ૧૫
વલ્લભદાસ વિનતી કરે મોહનવરજી, દીજો નિજ ચરણમાં વાસ ખરે-મોહનવરજી. ૧૬

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

*જીતેન્દ્રિયતા અને જ્ઞાન આનાં (ભાગવતનાં) અંગો છે. તે વિશેષ હોય તો ભાગવત ફલે છે.*

*(શ્રીસુબોધિનીજી.૧.૩.૪૦)*





# વિચાર કરવો જોઇએ !

## સેવાકર્તા તથા સેવાપરિચારક

ગયાં અંકમાં આપણે સેવા કરનાર જીવે કેવી રીતે આજીવિકા કમાવવી, તે વિષે સમજવાનો પ્રયાસ કર્યો. અત્યાર સુધી વિચાર કરવો જોઈએ લેખમાળા હેઠળ આપણે સેવા ઉપદેશ દીક્ષા, સેવા-સ્વરૂપ, સેવા પ્રદર્શન, સેવા પ્રયોજન, સેવા-સ્થળ, સેવ્ય સ્વરૂપ તથા સેવાર્થ આજીવિકા વિષે સમજવાનો પ્રયાસ કર્યો. હવે સેવા કરનાર કોણ હોય અને સેવામાં સેવા કરનારના સહાયક કોણ હોઈ શકે? શું ગમે તેને સેવામાં સહાયક બનાવી શકાય? શું દ્રવ્ય આપીને સેવામાં સહાયક(પરિચારક) લઈ શકાય? ચાલો આપણે આ વિષયમાં થોડુંક સમજવાનો પ્રયાસ કરીએ. પોતાના સેવ્ય જે આપણા શ્રીગુરુદેવે કૃપા કરીને આપણા માથે પધરાવી આપ્યા હોય તો પછી કોણ સેવા કરી શકે? કોણી પાસે સેવા ન કરાવી? ચાલો આપણે આ વિષયમાં શ્રીમહાપ્રભુજીની માર્ગની મર્યાદાનુસાર સમજવાનો પ્રયાસ કરીએ.

ચતુર્થકુમાર શ્રીમદ્ ગોકુલનાથ પ્રભુચરણએ જ્યારે શ્રીગુસાંઈજીના શ્રીમુખે માર્ગનો સિદ્ધાંત સાંભળ્યો તેવારે આપશ્રી જ્યારે પોતાની શ્રીબેઠકમાં પધારે છે. ત્યાં આપશ્રીના ખવાસ અને પરમકૃપાપાત્ર એવા કલ્યાણ ભટ્ટજી પણ ત્યાં હાજર છે. પરંતુ શ્રીગોકુલેશ પ્રભુચરણ માર્ગનો સિદ્ધાંતના સ્મરણમાં મસ્ત હતાં. ત્રણ પહર વિતિ, ત્યાર બાદ આપશ્રી સ્વસ્થ થઈને આજુ-બાજુ દૃષ્ટિ કરે છે, ત્યારે કલ્યાણ ભટ્ટજીને ત્યાં ઊભા પામે છે, આપશ્રી કૃપાવત્સલ સ્વરે આજ્ઞા કરે છે કે ‘ક્યારે આવ્યાં‘. કલ્યાણ ભટ્ટજી ખૂબજ દીનતાપૂર્વક વિનંતી કરે છે કે રાજ! જ્યારે આપશ્રીએ જોયું ત્યારેજ આવ્યો. શ્રીગોકુલેશજી કલ્યાણ ભટ્ટ સન્મુખ માર્ગના યથાર્થ સિદ્ધાંતને કહેવા તત્પર બને છે. આપશ્રી ૨૪ વચનામૃત પ્રકટ કરે છે. આ ૨૪ વચનામૃતમાંનો ૧૦મો વચનામૃત આપણા આ વિષયને ખૂબજ સુંદર અને સરલ ભાષામાં સમજી શકાય એવી રીતે આપશ્રી પ્રકટ કરે છે. આપણે પણ આ વચનામૃતનું પુનઃ પાન કરીએ.

### *૧૦. સેવા તથા માનસી સેવા – પ્રતિબન્ધ વિચાર*

અબ શ્રીગોકુલનાથજી કલ્યાણ ભટ્ટ પ્રતિ આજ્ઞા કરત હૈ : વૈષ્ણવનકો દશમો લક્ષણ કહત હે જો, શ્રીઠાકોરજીકી સેવા કાહુકે ભરોસે ન રાખની. અપને માથે સેવ્ય સ્વરૂપ હોય તિનકી સેવા આપુહી કરની. ઉત્સવાદિક નિત્ય સમય અનુસાર અપેન વિત્ત સમાન વસ્ત્ર આભૂષન ભાંતિ ભાંતિકે મનોરથ કરને. પ્રસન્ન હોયકે સામગ્રી કરની. શ્રીઠાકોરજીકે નિત્ય નૌતન ઉત્સવ જાનિકે પ્રસન્ન રહેનો. ઔર સામગ્રી જો ઉત્સવમેં અપને ઘરકી કહી હે સોઈ રીતિ પ્રમાને યથાશક્તિ પ્રીતિ પૂર્વક કરની. જો દ્રવ્ય હોય તો શ્રીઠાકોરજીકે કાર્યમેં લગાવનો.





કૃપણતા નાહીં કરની. ઓર ભગવત્સેવા કરિકે શ્રીઠાકોરજીપૈં કછુ લૌકિક માંગનો નાહીં. યા રીતિસો નિષ્કામ હોય કે શ્રીઠાકોરજીકી સેવા કરની.

વૃદ્ધ હોય, સૂતકી હોય, વૃદ્ધિ હોય ઔર રોગાદિ પ્રતિબન્ધ આય પરે તો આપુન સ્વજાતિ વૈષ્ણવપેં સેવા કરાવની ઔર અપનો સ્વજાતિ વૈષ્ણવ ગામમેં ન હોય તો બ્રાહ્મણ વૈષ્ણવ ખાસ મર્યાદી હોય તાકો કછુ દ્રવ્યાદિક દેકે કરાવે. ઔર જો મર્યાદી વૈષ્ણવ ગામમેં ન હોય ઔર ભારી પ્રતિબન્ધ પડે તો નામધારી વૈષ્ણવસો કરાવે. પટ-વસ્ત્રકી થેલી હાથમેં પહરાયકે શ્રીઠાકોરજીકી સેવા કરાવની. **સાક્ષાત્ શ્રીઠાકોરજીકો સ્પર્શ તો ન કરાવનો**, *ઔર યાકે હાથકી સખડી-અનસખડી શ્રીઠાકોરજી આરોગે. પરંતુ આપુન નાહીં લે*. બડો પ્રતિબન્ધ આય પડે તો લેનો. *પ્રતિબન્ધ છુટે તબ એક વ્રત કરે તથા ભેટ કરે તબ શ્રીઠાકોરજીકો સ્પર્શ કરે*. ઔર અન્યમાર્ગીયતેં શ્રીઠાકોરજીકી સેવા સર્વથા ન કરવાની. નામધારી હુ ન મિલે તો આપુ કોરિ સામગ્રી પટવસ્ત્રસોં ધરે. શ્રીઠાકોરજી પોઢેહી આરોગે. પરંતુ ઔરસો સર્વથા સેવા ન કરાવની.

જો શરીર સર્વથા ન ચલે તો શ્રીઠાકોરજીકો ગામકે વૈષ્ણવ તથા ઔર ગામકે વૈષ્ણવકે ઘર પધરાવનો. મન કરીકે તાપ કરે. જો ભગવદ્ સેવા ન હોય તબ મન લગાયકે માનસી સેવા કરીએ યા પ્રકારસો-પહેલાં સેવા કરી હોય તાહી પ્રકારસો અપને મનમેં સેવા કરીએ. માનસી સેવાકો પ્રકાર યહ હેઃ અપને મનમેં શ્રીઠાકોરજીકો ધ્યાન કરીકે શ્રીઆચાર્યજી મહાપ્રભુજી, શ્રીગોપીનાથજી, શ્રીગુસાંઇજી કે બાલકનસો બ્રહ્મસંબંધ કીનો હોય તે શ્રીગુરુકો, સપ્તાચાર્યકૌ દંડવત્ નમસ્કાર કરે પાછે મનહી કરીકે મંગલ ભોગ ધરીકે મંગલા આરતિ કરે. પાછે અભ્યંગ-સ્નાન-અંગવસ્ત્ર-આભૂષન ઋતુકે અનુસાર કરે. યા પ્રકાર રાજભોગ-ઉત્થાપન સેન પર્યંતકી ભાવના કરે. પરંતુ મનમેં સંતોષ નાહીં રાખે. યહ જો મોસો સાક્ષાત્ સેવા કબ વિનિયોગ હોય હે. યહ તાપ કરે યા પ્રકાર શ્રીગોકુલનાથજી કલ્યાણ ભટ્ટ પ્રતિ આજ્ઞા કીયે હે. ઇતિ દશમો પ્રસંગ. ૧૦

આ ઉપરોક્ત વચનામૃતનાં એક એક શબ્દ આપણને સમજાવે છે કે જ્યારે શ્રીગુરુદેવ આપણા માથે શ્રીમહાપ્રભુજીની કાનીથી શ્રીઠાકોરજી પધરાવી દે છે, ત્યારે આપણું કર્તવ્ય બને છે કે સેવા આપણે સ્વયં કરીએ. અન્ય કોઇના ભરોસે છોડી ન દઇએ. કોઇક કારણસર એવું બની શકે છે કે આપણે સૂતક લાગે, પીંડરૂ, બીમાર હોઇએ, તેવા સંજોગોમાં આપણે શ્રીપ્રભુને સ્પર્શ પણ ન કરી શકીએ તેવા સંજોગોમાં પણ ખૂબજ સાવચેત બની પોતાના શ્રીપ્રભુને ક્યાં અને કેવી રીતે પરિચર્યા કરવી તેની સમજણ પ્રદાન કરે છે. આપણે આ વચનામૃતને સદાય ધ્યાનમાં રાખવું જરૂરી છે.

...ક્રમશઃ

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

।। શ્રીગોકુલેશો જયતિ ।।

ગોકુલસ્ય તુ યો ગોપ્તા પુષ્ટિસુપથરક્ષિતા ।

જનિતા તુર્યવંશસ્ય ગોકુલેશં નમામિ તમ્ ।।

શ્રીગોકુલપતેર્ નિત્યં શુભદમાસ્પદં મહત્ ।

શ્રીવાલ્લભમતે નિષ્ઠં તુર્યપીઠં વયં નુમઃ ।।

**શ્રીચતુર્થપીઠાધીશ્વર પૂજ્યચરણ ગુરુદેવ**

**ગોસ્વામી શ્રીદેવકીનંદનાચાર્યશ્રીના આશિર્વાદથી**

## શ્રીમદ્ ગોકુલ આવતા શ્રીચતુર્થગૃહના સેવકોને સન્મુખ-શ્રીચરણસ્પર્શ સંબંધી આવશ્યક માર્ગદર્શન

...ગતાંકથી આગળ

નોંધ: - આપણા અલૌકિક શ્રીવાલ્લભ સિદ્ધાંત નિષ્ઠ શ્રીચતુર્થગૃહમાં બીરાજતા સર્વદા સેવ્ય દાદાજી શ્રીગોકુલેશ પ્રભુચરણ પ્રગટ બીરાજતાં શ્રીબેઠકજીએ સેવક-વૈષ્ણવોને શ્રીચરણસ્પર્શ માટે અનિવાર્ય નિયમો, તે જાણવા જરૂરી છે. જેથી આપણે જ્યારે પણ શ્રીમદ્ ગોકુલ જઈએ ત્યારે કોઇ તકલિફ ન પડે, તેથી આ આવશ્યક માર્ગદર્શન જાણી લેવું જરૂરી છે.

- ❖ સન્મુખ થનાર વૈષ્ણવે વ્રત કરતાં અગાઉ શ્રીપ્રભુની રસરૂપ પ્રસાદી સખડી લેવી અનિવાર્ય છે, અને ત્યારબાદ જ બીજા દિવસે વ્રત કરવું. જેની માહિતી શ્રીચતુર્થપીઠના મુખ્ય કાર્યાલય પરથી પ્રાપ્ત થઈ શકે.
- ❖ વ્રતના દિવસે માત્ર ફલાહાર અને દૂધ લેવાં. અન્ય કોઈપણ પ્રકારનો અન્નાહાર, પાન ગુટખા, ધૂમ્રપાન વગેરેનું સેવન કરવું નહિં.
- ❖ વ્રતના દિવસે શ્રીગોકુલ ત્યજી અન્ય ક્યાંય જવું નહીં. તેમજ બહારનું જલપાન અને ખાનપાન પણ કરવું નહીં. શ્રીયમુનાજીને પણ ક્યારેય વ્રતના દિવસે પાર કરવું નહીં.
- ❖ વ્રતના દિવસે શક્ય એટલું ભગવન્નામ સ્મરણ-સ્તોત્ર પાઠ વગેરે કરવા. ટી.વી. વગેરે મનોરંજનના સાધનોથી દૂર રહેવું.

❖ શ્રીબેઠકજીમાં શ્રીચરણસ્પર્શ કરતા અગાઉ, પોતાના ઉતારાના સ્થળે/ધર્મશાળામાં સ્વચ્છ જળથી સ્નાન કરી, માથાનો મેલ-ચીકાશ વગેરે દૂરૂ કરવાં અને ત્યાર પછી જ શ્રીબેઠકજીના જલધારામાં અપરસના સ્નાન માટે જવું.

❖ પ્રાત:કાલે ખરચૂ (સંડાશ)ની ક્રીયા પૂરી કરી હોય અથવા ન કરી હોય તો પણ સર્વ પ્રથમ ઉતારાના સ્થાને સ્નાન કર્યા પછી જ જલધારામાં અપરસમાં સ્નાન માટે જવું.

❖ શ્રીગોકુલમાં આવેલા કોઇ પણ ધર્મશાળા અથવા તીર્થગોરના ઘરની અપરસ માટે આજ્ઞા આપવામાં આવેલી નથી, તેની ખાસ નોંધ લેવી.

❖ શ્રીબેઠકજીમાં અપરસ કરવા માટે આવનાર સેવક-વૈષ્ણવોએ જલધારાનો અન્ય કોઇ દૂર-ઉપયોગ જેવો કે માથું ધોવું, કપડાં ધોવા, લઘુશંકા કરવી વગેરે રૂપમાં કદી કરવો નહીં, પરંતુ અપરસના સ્નાન પૂરતો જ કરવો.

❖ અપરસમાં સ્નાન કરતી વખતે ઘોંઘાટ કરવો નહીં, પરંતુ મૌન જાળવવું. સ્નાન કરતી વખતે બોલવાથી મુખના છીંટા, સ્નાન કરેલા દેહ ઉપર પડવાથી, દેહ અશુદ્ધ બને છે.

❖ સ્નાન કરતી વખતે મસ્તકથી નીચે તરફ જળ વહે એ રીતે સ-વસ્ત્ર સર્વાંગે સ્નાન કરવું.

❖ સ્નાન કર્યા બાદ કોવા ટુવાલથી સૌ પ્રથમ મસ્તક બરાબર લૂછી-ઉપરથિ નીચે તરફ સંપૂર્ણ શરીર લૂછવું. માથામાં જલબિંદુઓ રહી ન જાય તેની ખાસ કાળજી લેવી. માથામાંથી જલબિંદુઓ અપરસ કરેલા શરીર ઉપર પડેતો અપરસ છોવાઇ જાય અથવા શ્રીબેઠકજીમાં પડે તો અપરાધ પડે છે.

❖ ત્યારબાદ કોરી જગ્યામાં ઊભા રહી અપરસના વસ્ત્રો પહેરવાં.

❖ અપરસમાં સુતરાઉ કોરા, રેશમી અતવા કંતાનના વસ્ત્રો ઉપયોગમાં લેવા. નીકર/અંડરવેર રાખવા નહીં.

...ક્રમશ:

સંકલન:- રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ.)





# પુષ્ટિમાર્ગ - લક્ષણ

## (પ્રમેય-રત્નાર્ણવ પુષ્ટિ વિવેકમાંથી)

**૧૨. પ્રભુ માટે દેહ પ્રાણ :-** જે માર્ગમાં દેહમાં મમતાવાળી બુદ્ધિ નથી રાખવામાં આવતી, કિંબહુના, તેનું રક્ષણ પોતાનો દેહ સમજીને નહિં, પણ ભગવાનનો સમજીને કરવામાં આવે છે, તે શુદ્ધપુષ્ટિમાર્ગ. વળી વિરહાવસ્થામાં પણ થનારા ભગવદોપયોગને લક્ષ્યમાં લઈને શરીરરક્ષણ છે. શ્રીગોપીગીથમાં આ ભાવ સ્પષ્ટ છે. તમારામાં જ પ્રાણ પરોવી તમને જે શોધે છે, આ શ્લોકાર્થનું વ્યાખ્યાન એવું છે કે અમારૂં પ્રાણધારણ અમારે માટે નથી, પણ તમારે માટે જ છે.

**૧૩. ભાવપોષણ :-** જે માર્ગમાં સેવ્યસ્વરૂપની સેવામાં કિંચિત્ પણ ઉપકાર કરવાની અપેક્ષા નથી, જ્યાં સેવ્ય પ્રભુ પોતેજ સેવામાં રહેલા ભાવનું પોષણ કરે છે, તે શુદ્ધપુષ્ટિમાર્ગ. માટે જ ગોવર્ધનયજ્ઞ-પ્રસંગમાં (અન્નકૂટોત્સવપ્રસંગમાં) પ્રભુએ વ્રજભક્તોને અન્યના ભજનથી નિવૃત્ત કરીને સ્વભજનમાં યોજીને ભાવની વૃદ્ધિ કરી.

**૧૪. વિરહનું પોષણ :-** જે માર્ગમાં પ્રભુ ભજનનું ફલ એકદમ આપી દઈ વિરહાદિ દૂર નથી કરતાં, તે શુદ્ધ-પુષ્ટિમાર્ગ વિરહના અનુભવ માટે જ્યારે શ્રીપ્રભુએ ગોપીકાઓને વિયોગ ઉત્પન્ન કર્યો. હવે આ અવસ્થામાં ગુણગાનાદિથી પ્રભુ અંતઃપ્રકટ થઈને સુખ આપે (જેમ જ્ઞાનિઓને જ્ઞાન કરાવીને આપે છે તેમ) પૂર્ણ તાપને અનુભવ ન થાય, વિપ્રયોગરૂપ ફલનું દાન ન જ થાય, માટે શ્રીપ્રભુ એકદમ સુખ નથી આપતા, પરંતુ તાપ વધારે છે. 'શ્રીકૃષ્ણના આવેશથી આત્મવિક્લવ છું.' અને 'વિરહવડે જેનો આત્મા આતુર છે એવો હું અહિં આવ્યો છું' એવું શ્રીઉદ્ધવજીના વાક્યનો અર્થનો નિશ્ચય કરાવે છે.

**૧૫. વિપ્રયોગની બલિહારી :-** જે માર્ગમાં સંયોગાવસ્થાથી પણ વિપ્રયોગાવસ્થામાં અધિક સુખ છે, તે શુદ્ધપુષ્ટિમાર્ગ. વિરહાવસ્થામાં પળે પળે વિવિધલીલા હૃદયમાં પ્રકટે છે. કોઈ લીલાભાવથી પ્રકટ થઈ અને તે અનુભાવ્યા પછી બીજી લીલાની દિદક્ષા થાય તો તેની પ્રાપ્તિ તુરત થાય છે. માટે જ શ્રીઆચાર્યજી શ્રીસુબોધિનીજીમાં આજ્ઞા કરે છે : 'આંતર ફલ જ ઉત્કૃષ્ટ છે'.

**૧૬. જ્યાં સાધન અને ફલની વિપરીતતા છે, તે શુદ્ધ પુષ્ટિમાર્ગ. તેને જ સ્પષ્ટ કરે છે :-** જ્યાં ભાવરુપીનિરુપધિ સ્નેહ જ મેળવવાનું ફલ છે, સ્વરૂપાનંદની પ્રાપ્તિનું સાધન ભાવ છે, તે પહેલાં પ્રાર્થવા યોગ્ય છે, માટે તે ફલ છે. તે ભાવ પ્રભુ આપે તો જ મળે, માટે ફલરૂપ શ્રીપ્રભુ જ ત્યાં સાધન છે. માટે સાધન અને ફલનું વૈપરીત્ય સ્પષ્ટ છે.





**૧૭. દીનતા કેમ થાય** :-જે માર્ગમાં ભગવત્સંબંધીની કૃતિમાં અનુભવ કરાતી ભગવલ્લીલામાં પણ પશ્ચાતાપ થાય તે શુદ્ધપુષ્ટિમાર્ગ. આનો ભાવાર્થ આ છે, પ્રભુ જ્યારે વ્રજમાં પધારે અને વ્રજભક્તોને યોગ્ય કૃતિ કરે છે, ત્યારે તેનો આનંદ અનુભવતી વખતે શ્રીવ્રજસિમંતિનીગણ વનમાં કરેલી અન્ય લીલાનો અનુભવ ન થવાથી પશ્ચાતાપ કરે છે. તેથી દીનતા પ્રકટ થાય છે, માનાદિ નહિં. આ એક વિલક્ષણ અનુભવ છે. **પીત્વા મુકુન્દસ્ય**, એ શ્લોકના વ્યાખ્યાનમાં આ વાત સ્પષ્ટ છે.

**૧૮. જે માર્ગમાં જીવમાં રહેલી દીનતા જ કોઈની પણ અપેક્ષા વગર જ ભગવદાવિર્ભાવમાં હેતુ થઈ પડે છે, તે શુદ્ધપુષ્ટિમાર્ગ** :- વિયોગાવસ્થામાં ભગવન્મિલનની આર્તિ થાય છે, અને જ્યારે મિલન નથિ થતું ત્યારે દીનતા પ્રાપ્ત થાય છે, તે દૈન્ય ઈષ્ટ હોવાથી અવાંતર ફલરૂપ છે. જેમ સંયોગ માન ભાવને ઉત્પન્ન કરે છે, તેમ વિરહ દીનતાને ઉત્પન્ન કરે છે, તે દૈન્ય ભગવાન્‌ને પ્રકટ કરે છે. માટે જ તે આવશ્યક હોવાથી ફલ છે. માટેજ શ્રીગોકુલનાથજી આજ્ઞા કરે છે કે: 'હે રાધેશ! તેવી કૃપા કરો કે જેથી દૈન્ય પ્રાપ્ત થાય'.

**૧૯. જે માર્ગમાં સર્વ લૌકિક વિષયનો ત્યાગ. અર્થાત્ અનુરાગથી** તે વિષયનું ગ્રહણ કરવામાં ન આવે **તે શુદ્ધ પુષ્ટિમાર્ગ**. સર્વભાવથી દેહાદિનું સમર્પણ જેમાં છે, તે શુદ્ધપુષ્ટિમાર્ગ. વ્રજવરવધૂગણ આથી જ આજ્ઞા કરે છે :'સર્વ વિષયોનો ત્યાગ કરીને તમારા શ્રીચરણ સમીપ આવ્યાં છીએ'.

**૨૦. જે માર્ગમાં આ વિષય છે એમ સમજીએ તો વિષયનો ત્યાગ જ છે, મમતાનો અભાવ જ છે**, પરંતુ ભગવત્સંબંધી સમજીને ગ્રહણ કરવું. આત્મનિવેદન કરેલાઓને તો મમતા ત્યાજ્ય છે, 'હે ઈશ! આપશ્રીએ ત્રણે જગત ક્રીડા માટે આત્માથી બનાવ્યાં છે, તેમાં (પોતાનું) સ્વામિત્વ કુબુદ્ધિઓ જ માની બેસે છે'. આ વાક્યથી પદાર્થ માત્ર ભગવાન્‌નાં છે, અને ઉત્તમ છે, એમ ઠરે છે. હવે તો બાકી હોય તો ફક્ત મમતા જ, તો તે પણ તજવી જ.

**૨૧. વળી જે માર્ગમાં સર્વભાવથી જીવમાં પ્રભુ સ્મરણની વિષયતા હોય તે શુદ્ધપુષ્ટિમાર્ગ**:- આનો ભાવાર્થ આ છે, કે ભક્ત જ્યારે ભગવત્સ્મૃતિવિષય થાય પ્રભુ જ્યારે ભક્તને સ્મરે, ત્યારે જ ભક્તિની સફળતા. **યદનુસ્મર્યતે કાલે**, એ શ્રીવરુણવાક્યમાં આ અર્‌થ સ્પષ્ટ છે. વળી 'દૂર ગયેલાં પશુઓને નામ દઈને બોલાવે છે', એ શ્લોકાર્થના વ્યાખ્યાનમાં પણ સ્પષ્ટ છે.

આ પ્રમાણે વ્યાખ્યાન્ કરીને ઉપસંહાર કરે છે.

ઉપર પ્રમાણે જેમ શ્રીહરિરાયચરણે શુદ્ધપુષ્ટિમાર્ગનું સ્વરૂપ બતાવ્યું છે, તેમ જ બીજાઓએ પણ શુદ્ધપુષ્ટિમાં શ્રદ્ધાદિક્યને લઈને તે જ સ્વરૂપ બતાવ્યું છે, પરંતુ સામાન્ય પુષ્ટિ-ભક્તિ-સ્વરૂપ નથી બતાવ્યું. સામાન્ય લક્ષણતો પૂર્વોક્ત નિબંધાદિસિદ્ધ છે. એમ સુજ્ઞો સમજો.

**સંસારમાં અત્યંત આસક્તિ હોય તો મુક્તિ પણ ન થાય.** માટે સંસારાવેશ ત્યજનારાએ ભક્તિને અર્થે તનુવિત્તજા સેવામાં પ્રથમ યત્ન કરવો. ત્યાં આ પ્રકાર છે. શરીરાદિથી સેવા કરનારને અધિકારભૂત આત્મનિવેદન આવશ્યક છે. આત્મનિવેદન કરીને સેવા ક્તાં પૂર્વ દોષની નિવૃત્તિ અને અગ્રિમ પછીના દોષોનો અસંસર્ગ થાય છે. **સિદ્ધાન્તરહસ્ય**માં કહેલી રીતિથી અસમર્પિતના ત્યાગાદિરૂપ બહિરંગ સાધન-સંપત્તિ અવશ્ય કરવાં. નિવેદનમાં આવતી આપત્તિમાં તો **નવરત્ન**માં કહેલી રીતિએ વર્તવું. ભગવાન્‌નો અપરાધ થાય તો **અંતઃકરણપ્રબોધમાં** કહેલી રીતિથી ભાવના કરવી. **વિવેકધૈર્યાશ્રય**માં કહેલી રીતિથી વિવેકાદિ પણ સંપાદન કરવાં. ત્યાર પછી વિશ્વાસ દૃઢ થતાં અથવા વિશ્વાસ દૃઢ કરવાં **ભક્તિવર્ધિની**માં કહેલી રીતિથી ભક્તિના બીજને દૃઢ કરવું. ભક્તિબીજ દૃઢ ન હોય તો નિબંધમાં કહેલી રીતિથી પરિચર્યાદિથી સેવા કરવી. અને **નામાવલી**ના પાઠથી પ્રેમાસક્તિર્વ્યસન સંપાદન કરવાં-ત્યારે વ્યસન સિદ્ધ થતાં પ્રેમ દૃઢ થતાં, **સન્યાસનિર્ણય**માં કહેલી રીતિથી ત્યાગ કરવો. આ સમય ભગવત્પ્રસાદ પ્રાપ્ત થતાં **નિરોધલક્ષણ**માં કહેલી રીતિથી નિરોધના ઉત્કર્ષથી સિદ્ધિ થાય છે, ત્યારે જ ફલસિદ્ધિ થાય છે. એમ શ્રીઆચાર્યચરણના દાસોએ વિશેષ ભાવના કરવી. અન્ય પણ ગ્રન્થો અત્ર જ શેષ તરીકે યથાસંભવ યોજવા. આ દિશાએ સર્વ સમજવું. (શ્રીપ્રભુચરણ)

સંકલન:- રાજેન્દ્રભાઈ કડકીયા (યુ.એસ.એ.)

# જૈ જૈ શ્રીગોકુલેશ

राग भैरव :- जय जय जय श्रीविट्ठलनंद ।। जय जय रुक्मिनीलाल प्राण प्रिय जय जय सुखनिधि आनन्दकन्द ।। १ ।। जय जय जागहु देहौ दरश रस, जय जय श्रीमुख पूरणचंद ।। जय जय श्रीवल्लभ जगवल्लभ अति, जय जय दिखावौ मुसकनिचंद ।। २ ।। जय जय सबनिश जागै रसिकवर, जय जय रहै रसिक रसकंद ।। जय जय मधुरै मरगजै सकल अंग, जय जय दलमलै नयनारविंद ।। ३ ।। जय जय आरतहरनमन, जय जय जन गावत है छंद ।। जय जय दरश दियै गोकुलपति, जय जय मिटै तबही दु:खद्वंद ।। ४ ।।





## શ્રીવલ્લભ રે તું જીવન માહારો

શ્રીવલ્લભ રે તું જીવન માહારો, મુને શ્રીગોકુલ દેખાડરે;
બપૈયો પિયુ પિયુ કરે તેમ, જપું દિવસ ને રાતરે. (૧)
માગશર સુદિ સાતમ ભલી, જન્મ્યા શ્રીગોકુલનાથરે;
ઢોલ દમામા વાજીયાને, પંચશબ્દ ઝનકાર રે. (૨)
શરણાઈ ને ગીરગીરી, ભેર નફરી ચહે વાટરે;
ધોતી ઉપરણા કેશરી ને, કેશરી તિલક સુભાલ રે. (૩)
માળા મુદ્રા શોભિતા ને, મુક્ત ગુંજાના હારરે;
કરણે મુક્તા શોભિતા ને, વચ્ચે મનોહર લાલરે. (૪)
શીશ અંબોડો શોભિતો ને, ચળકે કેશ વિશાળ રે;
કર અંગુલિયે મુદ્રિકા ને, ઝળકે નંગ અપારરે. (૫)
ઉપરેણો ઓઢયો શ્રીનાથનો ને, પવિત્રાં પહેર્યાં પ્રસાદીરે;
સુંદરી તે આવે શોભતી ને, નવસત સાજ શણગારરે. (૬)
ધસી આવે ઉતાવલી રે, કર મુક્તાભરી થાલરે;
કુમકુમ કેરી કટોરડી, માંહે વિવિધ કુસુમના હારરે. (૭)
વિવિધ પેરે વધાવીયા, શ્રીવિઠ્ઠલરાજકુમારરે;
આરતી ઓવારી મન મોદશું, મળી માનુની મંગળ ગાયરે. (૮)
ઉત્થાપને આનંદ શું ને, બેઠા બેઠક માંહ્ય રે;
ગાદી મૂઠા શોભિતા ને, બાંધી કેશરી પાઘરે. (૯)
ભેટ થાય મન ભાવતી ને, શોભા તણો નહીં પારરે;
મુક્તાહેમનું શું કહું ને, પુષ્પ તુલસી માલરે. (૧૦)
એવું માગું વિનવીને, એ સેવક ને એ નાથરે;
દાસનોદાસ કરે વિનતિ, ગંગા ગ્રહો તમો હાથરે. (૧૧)

# કવિત

પ્રાર્થના વર્જિત કહી હૈ જગદીશ હુ લોં,

તૂ તો આશા જીયકી કરત નિશદિનરે;

આશા કો જો દાસ હૈ, સો દાસ સબ જગતકો,

શ્રીમુખતેં શ્લોક કરી રહ્યો એ બચનરે.

માનુષકી પ્રિતકી પ્રતીત કરી આશા કીએ,

પાયો અરૂ પાવેગો કલેશ પ્રતિછિનરે;

ગોકુલેશજીસોં રતિ માન સન્મુખ વ્હૈકે,

રિદ્ધિ તીનલોકકી તૃણવત્ ગિનરે. ૧૪

**શ્રીગોકુલનાથકી જય**

|| ShriGokulesho Jayati ||

## SHRISARVADA SEVYA SHRIDADAJI SHRIGOKULESH PRABHU'S COMMENTRY ON

# Bhaktivardhini

*(Strengthening Devotion)*

(…continued)

**Shishya** :- Gurudev! what aapshri said is true from the quotes which I mentioned previously from the Shastras. But with aapshri's blessings, referring to Shrimad Bhagwatji's 3-5-45th quote-verse **"Panen te dev kathasudhaya pravudhabhaktaya vishadashyaye. Vairagya saaram pratilam yam bodham Yathanjansanviyarthkunthadisyanyam."**, which means Oh my Lord! Your's Story is like Amrut, those who had listened once (has done raspaan), with Faith will surely get increase in devotion, with purifies Antakaran (inner soul), which will further lead to Vairagya (away from worldly matter) and will increase in devltion. So Gurudev! Scriptures from Shastras also had shown how to increase Devotion. So why did ShriMahaprabhuji took pains to create a new Text with Chapters showing how to Strengthen Devotion? When Shastras had shown the path, then creating other texts is not necessary. This is my doubt. I request to Aapshri, please do clear my doubts.

**Gurudev** :- Good question. But there is a very reasonable answer for your doubt. You listen! You had a doubt that there are many paths shown in our Shastra to attain Bhakti (Devotion), which purifies the inner soul (Antakaran). Still Why ShriMahaprabhuji felt a need and took pain to create the new Text with Chapters showing the way to Strengthen Devotion? Your question is Valid. But for such type of doubt ShriChaturthkumar Shrimad Gokulnathji Prabhucharan gives the orders that Even if the path shown in Purans-Shastras is for Utpatti (evolution) and Vruddhi (development) of Devotion, still as we had read previously from the example of Shrimad Bhagwata regarding **"Dan-vrat-tapo-hom-jap-swadhyay-saiyam sadhyata iti"** (10-46-24), Daan, Vrat, Tap, etc. are the elements of Maryadamarga, and the Bhakti (devotion) acquired through such elements will also give the fruit of Maryadamarga. So the Devotion will be of Maryadamargiya Bhakti. As karya (work) and karan (reason) are of same type so such devotion will lead to only Maryadamargiya bhakti. But Bhakti shown by Shown by ShriMahaprabhuji is Sudhh (pure) Pushtimargiya (the path of Grace) Bhakti and is distinct from maryadamargiya bhakti, by all its elements, and its fruits r even distinct. So in this sacred text of strengthening Devotion (Bhaktivardhini) ShriMahaprabhuji had shown elements of swa-marg ( *pushtimarg)* increasing of bhakti".

In the Main Stanza ShriMahaprabhuji has mentioned the word '**Yatha**', which indicates the Swa-Prakatit (ShriMahaprabhuji had shown) Pure Blessed And graced path of Devotion (Sudh Pushtimargiya Bhakti), and is different and special compared to Maryadamargiya Bhakti. Also for explaining the elements (saadhan) and fruit (phal) are too distinct (different), So ShriMahaprabhuji needed to create the separate Book





(text) on Strengethening Devotion. ShriMahaprabhuji had shown the methodology to increase Devotion in this text. By the way in the Swa-Margiya (ShriMahaprabhuji's own path), has shown the Swa-Pravartit (Self Shown) elements, ShriMahaprabhuji gives orders that in this Sudh Pushtimargiya Bhakti, Devotion will strongly and faithfully increase, if the jeev follows my (ShriMahaprabhuji's) orders. Further, ShriMahaprabhuji, in the main stanza has mentioned the word **'Pra + Vrudha'**, what it indicates? It indicates to show that elements of this path of Pushti by Devotion will lead to Increase of Pure Blessed And Graced path of Devotion (Sudh Pushtimargi Bhakti). By this Blessed-graced word Vrudha, ShriMahaprabhuji is giving us the orders that It is the pathway leading towards the Fruits of this Devotion and the elements of the expansion of Devotion it is been mentioned here. As said in the main texts for the group of elements (saadhan-samudaya), which is been reflected by the part stanza as **Bijbhave Dhradhe tu syat**. By this part stanza, ShriMahaprabhuji is giving us the orders that the nature of Bij-Bhaav (the seed of love (for ShriKrishna) has already taken firm root, (devotion may grow to fullness)), is the BijBhaav which ShriMahaprabhuji had presented in the Sudh-Pushtimargiya, with the Grace and by the souls doing Bhagwad-nivedan, that soul gets the eligibility that God will surely will grace that soul to enrich the seeds firm to root. ShriKrishna with the Grace of ShriMahaprabhuji blesses the soul, i.e. considered as to enrich seed firm to root. Now ShriMahaprabhuji after enlightening BijBhaav, we will learn the word "**Dhradha**" strong means always get addicted to only one in his marga and "**Tu**" means by no other means or way in path strongly by particular way only. Then devotion gets increased, Now by "**Tyagatshravaankirtanaat"** means by the word **tyag** leave all elemenets except necessary for this path of grace. Similarly "**Shravan**" means listening to the praises of ShriKrishna afforded to this path and similarly for "**Kirtan**" to means so here used 1 word for **shravana** and **kirtana** with **tyag**. which means to say ***leave away all shravan(listenings) and kirtans (praises) which are beyond rule of pushtimarg***. 1

By this first stanza, we had learned that we should strengethen our seed, so that to attain the firm root. But for our path of grace, how can a devotee attain the way of strengthen its own seed of devotion? Because this life, and in our daily routine we come in contact with lots of people, who may harm our feelings, who may create obstacles in our path of devotion. So how can we remain safe? For such type of feelings, doubts, ShriMahaprabhuji knows all the things and so is the reason He now further describes the 2nd stanza, which will help to solve the query, doubt, which arises. That how a devotee can strengthen it's own seed and keep intact. Before we reach ahead further in the 2nd stanza, let us also visualize the Vaarta Prasang related to this stanza, which will surely help us to understand the practical way to live our Pushtimargiya Life. These devotees had lived their life firmly, strongly. They are our Mile Stone, always guiding us to reach our destination. So let us also visualize their life accompanying the 1st stanza.

The Blossemed Flower spreads the Smell, similarly The begining of PushtiBhakti is due to the Pushti-Anugrah-Krupa i.e. GRACE of ShriPrabhu-ShriGurudev, Lord And Divine Preacher. Untill God does not step forward for the Jeev-soul to take under Surrender, till then the Jeev-soul is not able to step ahead towards ShriPrabhu-God. The Grace of God gets born from God Itself, and goes towards the Daivi Jeev (The divine souls), and that is called as "**Pushti**" And due to this Grace only the jeev gets encouraged to step ahead to attain ShriPushtiBhakti, PushtiPrabhu. We find such Krupa examples from our Vaarta Prasangs in relation to this Bhaktivardhini Book.





Once it so happened that ShriMahaprabhuji came to Gujarat. And Purushottam Joshi was doing Sandhya during the time of Noon in a Pond. So ShriMahaprabhuji came to that pond for Sandhya Vandan, and Aapshri started doing Sandhya Vandan. Then ShriMahaprabhuji gave an Eye on Purushottam Joshi, with Grace-krupa-pushti-anugrah, as he being a Daivi-Jeev. During such time of Noon, ShriMahaprabhuji, who is "**Bhaktimaragjmartand"** showered a ray of Grace towards Purushottam Joshi, Here the Nimit for Krupa was Sandhya Vandan to bring this Daivi Jeev for the Great Path of Bhakti.

ShriMahaprabhuji just gave an eyesight, blessed Purushottam Joshi! From here the process of strentghing ***Bij-Bhaav*** starts for Purushottam Joshi. So When Pushti, ShriMahaprabhuji did on Purushottam Joshi, Purushottam Joshi, found that the Saint in front of me is shinning different from the other Saints-Mahapurushs. So Even Purushottam Joshi noticed that This Saint is catching him by inner rays and he comes near to ShriMahaprabhuji and does vinanti by asking this question ..."First did namaskar to ShriMahaprabhuji, and did vinanti **Maharaj, Which path is bigger? KarmaMarga or GyanMarga??**" Such type of question arised in the minds of Purushottam Joshi is Grace only. And first did **Namaskaar**, because any of the jeev can only do naman to ShriPurushottam (Swaroop or Aacharya), Just as ShriMahaprabhuji does "**Namami"** in ShriYamunastakam, Naman to ShriYamunaji. For the questions's answer ShriMahaprabhuji gave the orders "**It is the individual, who finds the path as big or small or best. Which suits and which inspires his inner that marg is Best. The marg, which gives the faith to the devottee is the Shresth-Best. But The best Path in Kali (the age of sin) is Bhaktimarg (the path of devotion), in which the Jeev gets Liberated and Krutarth."** Purushottam Joshi was in the dilema of Karmamarg, and Gyan marg, but was not notified to Bhaktimarg. So ShriMahaprabhuji here adds more grace to Purushottam Joshi to do Bhakti, and make the ***Bij-Bhaav*** more strong for Bhakti. ShriMahaprabhuji Knows that Purushottam Joshi is a Daivi Jeev, So Aapshri does not give answer to his question that ***The Best Marg from karma or Gyan, But shows that Bhaktimarg is the Best*.**

So after giving This Orders-Aagyna, ShriMahaprabhuji will now give brief of Why Shresth-Best the Bhaktimarg is? The other paths of getting liberated are not so easy, they are very difficult to follow in today's life. So ShriMahaprabhuji gives orders to Purushottam Joshi that "*And by the Gyan-marga and Karma-marga, it is very difficult for a soul to get liberated. So it is difficult to live livelihood with Gyan-marga and Karma-marga. Why? They are painful to our life, so is difficult to follow today in this Kali-age, as today the pains to one's own body is not so easy. If someone may be successful to follow pains, but the mind doesnot remain same. So is the reason Bhaktimargi followers gets liberated surely, And there is no other way.*"

Purushottam Joshi was also a learned scholar, and when heard the Graceful words from ShriMahaprabhuji, he did vinanti: "*What is the swaroop of devotion? please blessfully reply me."* So ShriMahaprabhuji gave him orders, "*To describe the swaroop of devotion, it will take ages. But listen to me, I narrate few to you now."* So ShriMahaprabhuji created this short Sacred Text of Devotion **BhaktiVardhini**, and taught to Purshottam Joshi. As Purushottam Joshi was the Uttam Adhikari, so he understood the indepth of this sacred text.

As our Shastras says that Mahamatya Gyan Purvakastu sudradh sarvatodhik sneh, Means with the all Mahamatya knowledge a soul's Sneh-affection increases and becomes strong, so happened with Purushottam Joshi, when ShriMahaprabhuji explained him the Swaroop of PushtiBhakti. So Purushottam Joshi did Dandwat

Pranam (touched the lotus feets of ShriMahaprabhuji), and he got all the understandings of this Path of Devotion. He said: *till now I had been suffering in this Karma-marga, but didn't got anything, had wasted my precious life in that path. But now when You had shown me the best path, please take me to surrender and make me your Sevaka. So ShriMahaprabhuji saw the strong love-affection Uttered Naam and also did Brahmasambandha Diksha to him.*

The first half of this 1st stanza, **Yatha Bhakti Pravrudha Syathopayo Nirupyate |** ShriMahaprabhuji shown the path by which Purushottam Joshi gets **Pravrudh** in Devotion. ShriMahaprabhuji led His Lotus Feets on the fore-heads of Purushottam Joshi, Also let Lotus Feets on Heart (hriday), and gave orders that now you will get all the intimations of this Bhakti-Marga. You are the Adhikari of Individual Devotion and not groupism.

Purushottam Joshi's this tale describes the meaning of 1st stanza. How a Soul surrenders and gets the way to enlighten Devotion to make the Seeds firm root-strong-**Dradh**.

Similarly we can also understand from 88th Story of a Saatvika Devotee, Aatmanivedan vala Purvana Kshatriya from 252 Vaishnava's Vaarta.

As said by ShriMahaprabhuji in Siddhant Rahashya text that those jeevs who needed to get the relation to Pushti-Bhakti-Margiya Leela, Jeev must do Aatma-Nivedan. So in this Text This vaishnava is searching the method of making strong His own Devotion, So ShriGusaiji gives orders to ShriGiridharji that do Aatmanivedan (Brahmasambandha Diksha) to this vaishnava. This Brahmasambandha Diksha's Daan ShriGusaiji is well-fit to give to this Vaishnava. But ShriGusaiji thought that in future who will give the Daan of Such Devotion? so to solve that problem ShriGusaiji gave Aagya to ShriGiridharji, as ShriGiridharji is Swa-Vansh (Own Son – **SwanroopSuprasu:**). ShriGusaiji had mentioned 1 name of ShriMahaprabhuji as **Bhuvi-Bhakti-Pracharaika Krute Svanvaykrut Pita**, this name is been well understood by this Story. As After ShriMahaprabhuji, ShriGopinathji led the Path, and After ShriGopinathji, ShriGusaiji is leading the path. But After ShriGusaiji who? So to solve the problem, ShriGusaiji gives orders to ShriGiridharji, so to indicate that This Path will be led ahead by my Sons ( ShriSaptacharyas, from ShriGiridharji, ShriGovindji, ShriBalkrishnaji, **ShriChaturthkumar ShriGokulnathji**, ShriRaghunathji, ShriYadunathji, ShriGhanshyamji) and further by their ancestors.

When we read this story, we understand that this story shows the Fruit of Aatmanivedan Roopa Bhakti. ShriGokulesh Prabhucharan in this Vaarta shows the Swaroop of Devotion as : *Pushtimarg ki Leela Sambandhi VrajBhaktanke sang ShriThakurjike Darshan Bhaye*. This Vaishnava got both the experience of Viprayog (to stay away) and LeelanuBhooti (Leela's knowledge). So similar to Purushottam Joshi, this Vaishnava also got the Sanyog (staying near) and Viyog (Staying away) from own ShriThakurji, such Dual Shringaar Ras experience got. Similar to Purushottam Joshi, this vaishnava also entangaled in *Bhagwad Rasa*. This Vaishnava's Devotion is like the stage of how? **Bijam taduchyate Shastre dradham yannapi nashyati**.

*……….....will continue the Commentry*

*We are grateful to our ShriGokulesh Pathshala team to present the English Translation of This Sixteen Sacred Book's Bhaktivardhini Book with the* ***Commentary of ShriChaturthkumar ShriSarvada Sevya ShriDadaji ShriGokulesh Prabhu****. We apologise for the grammatical mistakes of the language, still we are making our best efforts to present the best way of understanding this Book of BHAKTIVARDHINI. --- editor.*

|| ShriGokulesho Jayati ||

# Ananyata

(*In this article the names of the characters are just imaginary, due to understanding the article. Along with quoted the Vachnamrut of Shriman ShriChaturthpeethadhishwar Goswamey ShriKanhaiya Prabhu (Samvat 1926).)*

Yashesh was a young guy, almost about to get married. He had a big family. All the family members live together, a joint family. Yashesh's elders were trying to get a suitable match for him. Luckily they found out a beautiful, well educated, traditional girl. Her name was Reena and later on arranged their marriage. Since it was a joint family, Reena had to adjust with all the family members. But she found out that it wasn't so easy after all. Performing all her duties as required she was devoted only towards her husband.

By looking at the aforesaid example, we can clearly understand that after taking initiation (Astakshar Mantra diksha, or Brahmasambandha diksha), our ShriGurudev become our whole and soul. Undoubtedly that all the members and people related to our ShriGurudev are respected, it is exclusively our ShriGurudev alone who commands total authority over us but our Ananyata remains to our ShriGurudev. *ShriChaturthpeethadhishwar Goswamey ShriKanhaiya Prabhu (Samvat 1926) once said that,* ***"Any devotee who incarnates in the divine lineage of ShriMahaprabhuji has a divine goal known as 'Daivodhaarprayatnatva', i.e. to take Daivi Jeevs to Sharan, to bestow them refuge under the Lotus Feets of ShriPrabhu. Likewise, the Jeevs also express their gratitude to the divine lineage. The Balak becomes sarvasva (whole & sole) for that jeev and is worshipped as Purushottama. While the other Balaks are honored but for that Jeev, his/her Ananyata remains for one Balak, his/her dikshaarthi ShriGurudev and should always and only follow His orders."***

Ananyata is well explained as "A Pushtimargiya Jeev should always follow Ananyataa, its all elements, in all things, from all ends, from with in and from all that we perceive, our perception should detach itself of all other kinds of feelings and should see everything from only one angle, and that is through the Bhaava of ShriPrabhu. This clearly means that we shouldn't get ourselves entangled in any other form or means. Our faith should remain firm in the Lotus Feet of ShriGokulesh. Our thoughts and action should be guided and directed only towards Him and not towards any other forms or means of elements. Such kind of a deep and continous meditation in the form of ShriGokulesh develops a feeling of oneness with ShriThakurji. This feelings evoke absolute surrender to ShriThakurji ensuring that we always remain in His Sharan. Hence through conscious effort, we become tuned to practicing the same and attain perfection. Absolute perfection is our complete oneness with ShriPrabhu. At this stage, one becomes the Ananya Bhakta of ShriGokulesh. Such a Devotee is always engrossed in the Lilas of ShriThakurji. Moving around, working, listening, talking, sleeping or when awake, his every breathe is absorbed in ShriHari. Such is the swaroop of Ananya Bhakti followed by the Jeevs of the Path of Grace, PUSHTIMARG.

compiled by: dasgopal, baroda

**ShriGokulnath Ki Jai**





# તાત તણો પ્રતિબિંબ રે રસના

વર્ષ ૨ અંક ૪
શ્રીકામદા
એકાદશી
વ્રત
અષાઢ વદ
૧૧, ૨૦૬૫



શ્રીચતુર્થપીઠાધીશ્વર શ્રીમાન્ શ્રીલક્ષ્મણલાલજી
સં. ૧૮૬૪ (ગાદી પધાર્યા)

## શ્રીકન્હૈયા પ્રભુ કે વચનામૃત

એક સમય આગ્યા કીની કે શ્રી'કી સેવા સાક્ષાત્ પ્રગટ રસાત્મક સ્વરૂપ જાનકે કાન્ત ભાવસુ સ્નેહ સંયુકત સેવા કરની, સેવા કાહુકે ભરૂસે ન છોડની, ઔર ભાવ વિજાતીકે પાસ સેવા ન કરાવે યહ આજ્ઞા કીની. ૪૭